# અનુક્રમણિકા





# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૭ | पुरुप-सर्वं | पुरु॑प-सर्वं॒ |
| ૮ | ૬ | पादो॑ऽस्यहा | पादो॑ऽस्ये॒हा |
| ૧૦ | ૪ | तिर्यंक | तिर्यंङ् |
| ૧૨ | ૧૧ | घृतेश्रितो | घृते श्रि॒तो॒ |
| ,, | ૧૨ | अनुष्वुध | अ॒नु॒ष्व॒ध |
| ,, | ,, | स्वाहाकृतं | स्वाहा॑कृतं |
| ૧૪ | ૮ | बृहस्पतये | बृ॒ह॒स्पत॑ये॒ |
| ૧૫ | ૧ | तं यज्ञं | तं य॒ज्ञं |
| ,, | ,, | ब॒र्हिंपि | ब॒र्हिंपि॒ |
| ૧૫ | ૧૯ | नारण्यान् | नार॒ण्यान् |
| ૧૬ | ૧૪ | यजु॒स्तस्मा | यजु॒स्तस्मा॑ |
| ૧૭ | ૨ | अजा॒वयः | अ॑जा॒वयः॑ |
| ૧૮ | ૩ | रा॑ज॒न्यः | रा॑ज॒न्यः॑ |
| ૧૯ | ૨૩ | दे॒वायय॒ज्ञं | दे॒वायय॒ज्ञं |
| ૨૦ | ૬ | दित्यी | दित्यो |
| ૨૩ | ૨૦ | यदिशिशिपति | यद् शिशिपति |
| ૨૪ | ૨૦ | સંદભ | સંદર્ભ |
| ૨૫ | ૬ | पुत्रायोक्तवान् | पुत्रायोक्तवान् |
| ૨૫ | ૮ | દિશા છે | દીક્ષા છે |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૧૩ | देवंदेवत्रा | देवंदेवत्रा |
| ૨૯ | ૮ | સ્પર્ધાં | સ્પર્ધા |
| ,, | ૨ | ,, | સ્પર્ધા |
| ૩૦ | ૨ | वज्रिन्सहस्रं | वज्रिन्त्सहस्रं |
| ૩૧ | ૮ | इन्द्राभिमा | इन्द्राभिमा |
| ૩૪ | ૧૮ | સ્થળ | સ્થૂળ |
| ૩૫ | ૧૨ | तत्वेनाश्च्यवन्ति | तत्वेनातश्च्यवंति |
| ૩૭ | ૩૫ | આગ્ન | અગ્નિ |
| ૪૩ | ૫ | પ્રાધાન્ય | પ્રધાન |
| ૪૬ | ૨૧ | અથાત | અર્થાત્ |
| ૫૭ | ૪ | ગભિત | ગર્ભિત |
| ૫૯ | ૮ | ત | તે |
| ૫૯ | ૧૭ | રહ્યા છું | રહ્યો છું |

| | | | |
|---|---|---|---|
| ૨૭ | ૮ | यज्ञमयजन्त शचीवदेवाः વાંચવું. | |
| ૫૪ | ૫ | चराचर | चराचरे |
| ,, | ૧૭ | व त्वयि | वै त्वयि |

# આમુખ

સર્વત્રવ્યાપક, નિર્ગુણ, નિરાલંબ પરમેશ્વરની અમુક પરિમાણની સશાસ્ત્ર કલ્પના કર્યા સિવાય તથા ઉપાસ્ય ઉપાસક ભાવ ધારણ કર્યા સિવાય પૂજા, સ્તુતિ વગેરે થઈ શકે નહિ. તેથી શિવલિંગ અને વિષ્ણુ, ગણપતિ, અંબિકા વગેરેની અમુક પ્રકારની મૂર્તિઓ, જે ઋગ્વેદાદિ વેદમન્ત્રોથી પ્રતિષ્ઠિત થયેલી છે, તે દ્વારા પરમેશ્વરની પૂજા, સ્તુતિ વગેરે થઈ શકે છે. ગણપતિ, વિષ્ણુ વગેરે દેવોની વેદાન્તર્ગત પુરુષસૂક્તથી પૂજા કરવાનો વિધિ છે અને તે પ્રમાણે સુશિક્ષિત બ્રાહ્મણો પૂજા કરે છે, અને કરાવે છે. વળી ઈતર બ્રાહ્મણો પૌરાણિક શ્લોકથી પણ પૂજા કરે છે, અને કરાવે છે. તે કેવળ વેદપાઠી બ્રાહ્મણો તે પુરુષસૂક્તના અર્થને તથા રહસ્યને યથાર્થ જાણતા નથી. તેથી તે પૂજાનુ ફળ ગૌણ છે. આ કારણથી તેનો અર્થ અને રહસ્ય જાણવાની જરૂર છે. 'योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते' અર્થને જાણનારો બ્રાહ્મણ સકલ કલ્યાણને પ્રાપ્ત કરે છે એમ પ્રમાણ છે. તેથી તે પ્રમાણે પૂજા વગેરે કરવાથી યથાર્થ ફળ પ્રાપ્ત થાય છે. સામાન્ય રીતે પૂજાઓનો ત્રણ પ્રકારમાં સમાવેશ છે. પંચોપચાર પૂજા ટૂંકમાં છે. અને ષોડશોપચાર પૂજા જે પુરુષસૂક્તથી કરવામાં આવે છે, તે પ્રણાલિકા સર્વત્ર પ્રચલિત છે. વળી અતિરૂદ્ર, મહારૂદ્ર, યજ્ઞ વગેરે મહા-પૂજા છે જેમાં અગ્નિનું પ્રાધાન્ય છે. અને તેનું કારણ એ છે કે અગ્નિરૂપ પરમાત્મા સર્વ દેવતારૂપ છે, એમ વેદ કહે છે. જે પૂજામાં–મહાપૂજામાં પ્રધાન દેવ ઉપરાંત અન્ય

દેવોનું પણ આવાહન વગેરે કરવામાં આવે છે, તે મહાપૂજાને યજ્ઞ યાગાદિ નામથી કહેવામાં આવે છે. આ પુરુષસૂક્તની ૧૬ ઋચા છે. અને તે ઋચાઓથી દેવની પૂજા કરવાથી એ ષોડશોપચાર પૂજા કહેવાય છે. એ પુરુષ સૂક્તનો સાયણભાષ્યાનુસાર ગુજરાતીમાં અનુવાદ લખું છું અને તેના ઉપર ઘટતું મારા તરફનું વિવેચન લખું છું, જેથી તે પુરુષસૂક્તનો અર્થ તથા રહસ્ય જાણવાથી પૂજા કરનાર તથા કરાવનારને યથાર્થ લાભ મળે. આ હેતુથી જ આ મારો અલ્પ પ્રયાસ છે. વેદજ્ઞ બ્રાહ્મણો તો પુરુષ-સૂક્તથી પૂજા કરી શકે છે. પરંતુ વેદના અનભ્યાસી દ્વિજો વગેરે પુરુષસૂક્તની પ્રત્યેક ઋચાના અર્થને કેટલેક અંશે બતાવનારા, પ્રત્યેક ઋચાની નીચે આ પૂજાતત્વમાં આપેલા શ્લોકોથી પૂજા કરી શકે છે. તે શ્લોકો મત્પ્રણિત વા વિરચિત છે તે શ્લોકો પૂજા કરનારને તથા વાચકને હિતરૂપ થશે એમ માનુ છું. ષોડશોપચાર પૂજાની અંતે આરતિ અને પુષ્પાંજલિ પછી સ્તુતિપાઠ પણ આપવામાં આવ્યો છે. તે સ્તુતિપાઠના સ્તોત્રોમાં મત્પ્રણિત સ્તોત્રો પણ છે જે થોડાં સ્તોત્રો ભગવત્સ્તુતિરૂપ હોવાથી લોકોના હિતવાસ્તે આ પૂજાતત્વમાં આપ્યાં છે. એનો યથાર્થ વિચાર કરવાથી વાચક તથા પૂજક યથાર્થ લાભ મેળવશે એમ આશા રાખું છું અને તેથી તે દિશામાં આ મારો નમ્ર અલ્પ પ્રયાસ જનતા સમક્ષ મૂકુ છું.

સ્વાધ્યાય કરતાં મેં ઋગ્વેદનું વારંવાર આવર્તન કર્યું છે, અને ચિત્તની શાંતિ અર્થે ઘણીવાર તેનો સભાષ્ય અર્થ

પણ સમજવા પ્રવૃત્તિ કરી છે. ઋગ્વેદની લગભગ ૧૦૫૦૦ ઋચાઓમાંથી જેટલી જુદી જુદી રીતે ભક્તિ-પ્રધાન હોય, તેનો સાર્થ અને વિવેચન-સહિત સંગ્રહ કરવાની મને પ્રેરણા થઈ. છેલ્લા દોઢ વર્ષના સતત પ્રયાસ પછી તે પ્રાચીન અને મહાન્ પુસ્તકની અઢી હજાર ઋચાઓમાં મને ભાતભાતનું ભક્તિતત્વ ભાસ્યું અને તેથી તેનો સંગ્રહ મેં લખી રાખ્યો છે. પહેલાં મૂળમન્ત્ર, પછી પદ-પાઠ, પછી સાયણભાષ્ય પ્રમાણે અનુવાદ અને ત્યારપછી મને સૂઝેલું કંઈક વિવેચન -એ રીતે એ પુસ્તકની સંકલના કરી છે અને પ્રભુકૃપાથી આ કાર્ય નિર્વિઘ્ને સંપૂર્ણ પણ થયું છે. ઋગ્વેદના આ ભક્તિ-તત્વનો આખો ગ્રન્થ અનુકૂળતાએ અને ઈશ્વરપ્રેરણાથી જ્યારે પ્રસિદ્ધ થાય ત્યારે ખરો. પણ આ પૂજાતત્ત્રમાં પુરુષસૂક્ત અને તેમાંના થોડા મન્ત્રોજ માત્ર લીધા છે.

મારા મુરબ્બી પિતાશ્રી પૂજ્ય હરિકૃષ્ણે મને બ્રહ્મચર્ય આશ્રમ ગ્રહણ કરાવી ઋગ્વેદનું વિદ્યાપ્રદાન કરાવ્યું; જેથી તે વેદનારાયણની કૃપાથી અને તેમના પરમ આશીર્વાદથી કંઈક અંશમાં તે વેદજ્ઞાનને હું જાણવા સમર્થ થયો છું. તેથી તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આ કારણથી પુરુષસૂક્તનો ગુજરાતી ભાષામાં કરેલો અનુવાદ પિતાશ્રીને તથા માતુશ્રીને કલ્યાણરૂપ થાઓ એમ પ્રભુ પાસે પ્રાર્થના છે. આ સંબંધમાં મારા બન્ને સુશિક્ષિત ભ્રાતા રા. અનંતકૃષ્ણ તથા રા. જયન્તકૃષ્ણની સંપૂર્ણ સહાનુભૂતિ છે એ ઘણું આનંદપ્રદ છે. આ લઘુગ્રંથમાં કાંઈક ત્રુટિ રહી હોય તો તે ક્ષન્તવ્ય થશે એમ આશા છે. સર્વ

દેવની પૂજાનો સમાવેશ આ પુરુષસૂકતમાં થાય છે તે હેતુથી "પૂજાતત્વ" આ લઘુ ગ્રંથનુ નામ રાખવામાં આવ્યું છે. આ કાર્યમાં કેટલેક અંશે રા. નિગમશંકરે પણ સહાયતા આપી છે, માટે તેનો આભાર માનું છું. આ પુસ્તકનાં પ્રૂફો તપાસવામાં રા. પ્રસન્નવદન દીક્ષિતે સારી મદદ કરી છે તે બદલ તેમનો અત્રે આભાર માનવાની તક લઉં છું; તેમજ વેદ અને સંસ્કૃત શ્લોકો બરાબર છાપવા બદલ તથા આ લઘુ ગ્રન્થને સારો આકાર આપવા માટે શ્રી શંકર પ્રેસના માલિકનો પણ આ સાથે આભાર માનું છું.

ખપાટિયા ચકલા, સુરત.
સવત ૧૯૯૫ પોષ
સુદ ૧ ગુરૂવાર

સૂર્યકૃષ્ણ (વામનભાઈ) હરિકૃષ્ણ દવે.

। वासुदेवः सर्वमिति ।

# पूजा-तत्व.

सहस्रशीर्षेति षोडशर्चसूक्तम् ।

नारायण ऋषिः । अव्यक्तमहदादिविलक्षणश्चेतनो यः पुरुषः स एव देवः । पुरुषान्नापरं किंचित् इति श्रुतेः । अन्त्या त्रिष्टुप् । शिष्टा अनुष्टुभः । अष्टक ८ अध्याय ४ वर्ग १७.

ॐ सहस्रशीर्षापुरुषःसहस्राक्षः सहस्रपात् ।
स भूमिंविश्वतोवृत्वात्यतिष्ठद्दशांगुलम् ॥ १ ॥

સકલપ્રાણીસમષ્ટિરૂપ વિરાટ્ નામક બ્રહ્માણ્ડ દેહાત્મક જે પુરુષ છે તે ઘણાં મસ્તકોયુક્ત છે. અર્થાત્ સકલ પ્રાણીવર્ગનાં જેટલાં મસ્તકો છે, તે સઘળા માથાંઓ તે તે શરીરમાં એ પુરુષ અનુપ્રવિષ્ટ હોવાથી એ પરમેશ્વરનાં મસ્તકો છે. તે પ્રમાણે સકલ પ્રાણીનાં જેટલાં નેત્રો છે, ચરણો છે, તે બધાં પરમાત્માનાં છે, એમ વ્યપદેશ છે. તે પુરાણ–પુરુષ આ બ્રહ્માણ્ડને ચોતરફથી વીંટી લઈ દશ અંગુલ દેશનું પરિમિત અતિક્રમણ કરી વ્યવસ્થિત છે. અર્થાત્ બ્રહ્માણ્ડની અંદર બહાર સર્વત્ર વ્યાપ્ત છે. ભગવદ્‌ગીતામાં

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि ॥

આ શ્લોક તે આ મંત્રને અનુસરેલું વચન છે.

अमुकदेवताभ्योनमः । आवाहनं समर्पयामि ॥

सहस्रपादाक्षि शिरोरुवाहुं
श्चराचरं व्याप्य हरिः स्थितस्त्वम् ।
तथापि सर्वाधिक एव भासि
किंचित्प्रमाणेन वियोगशून्यः ॥ १ ॥

पुरुषएवेदं सर्वंयद्भूतंयच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ २ ॥

આ વર્તમાન, ભૂત, તથા ભવિષ્યાત્મક જગત્ છે. એ પરમપુરુષરૂપ છે. જેમ આ કલ્પમાં પ્રાણીઓના વર્તમાન દેહો એ વિરાટપુરુષના અવયવસ્થાનીય છે, તેમ ભૂત તથા અનાગત પ્રાણીમાત્રનો દેહ એ પુરુષના અવયવભૂત છે. એ પુરુષ અમૃતત્વનો સ્વામી છે. દેવત્વનો સ્વામી છે. પ્રાણીમાત્રના ભોગોપભોગ માટે પોતાની કારણાવસ્થાને અતિક્રમણ કરી દૃશ્યમાન જગતની સ્થિતિને તે પુરાણપુરુષ પ્રાપ્ત થાય છે અર્થાત્ પ્રાણીસમૂહને કર્મફલોપભોગ કરાવવા માટે જગત્-સ્વરૂપનો સ્વીકાર કર્યો છે. એ વિરાટ્પુરુષનું પારમાર્થિક સ્વરૂપ અચિન્તનીય, વિલક્ષણ છે.

अ० देवताभ्यो नम. । आसनं स०

त्वमेव विश्वं सकलं च भूतम्
त्वमेव भव्यं किल वर्त्तमानम् ।

अनेन वृद्धिंगतभौतिकानाम्
उतामृतत्वस्य हरे त्वमर्यः ॥ २ ॥

**एतावानस्य महिमातो ज्यायांश्च पूरुषः ।**
**पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ ३ ॥**

ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ જગત્ જેટલું છે તે બધું આ વિરાટ્પુરુષનું સામર્થ્ય છે–મહિમા છે. પણ એ પ્રપંચ એનું વાસ્તવ સ્વરૂપ નથી; વાસ્તવ સ્વરૂપ તો પુરુષ પોતેજ છે. એ હેતુથી આ જગત્રૂપ મહિમાથી એ અત્યંત મોટો છે. હવે એનું સ્પષ્ટીકરણ કરે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનાં પ્રાણીસમૂહ એ પુરુષનો ચોથો ભાગ છે. બાકી રહેલા એ પુરુષના ત્રણે ભાગ–અંશ–કેવળ નાશરહિત છે. પોતાના પ્રકાશાત્મક સ્વરૂપમાં અવસ્થિત છે. જો કે

सत्यं ज्ञानमनन्तं ब्रह्म

ઈત્યાદિ શ્રુતિઅનુસાર બ્રહ્મસ્વરૂપ દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોવાથી એ પરબ્રહ્મના પાદ વા અંશ ચતુષ્ટય નિરૂપણ કરવા અશક્ય છે. તથાપિ બ્રહ્મસ્વરૂપની અપેક્ષાથી આ સકલ જગત્ અલ્પ છે. એ અર્થનું પ્રતિપાદન કરવાના હેતુથી પાદનો–અંશનો–ઉપન્યાસ છે. માટે આ જગત્પ્રપંચની અંદર રૂપકદ્વારા ચતુર્થાંશત્વરૂપનું ન્યૂનત્વ બતાવી પરબ્રહ્મનું ભૂમત્વ કહેવા માટે અંશાંશિભાવની કલ્પના છે.

अ० पादयोः पाद्यं स०
अनागतातीत मिदं प्रभाव-
स्तस्मादपि त्वं स्वधिकः शरण्यः ।
सर्वाणि भूतानि तवैकपादः
त्रिपात्स्वरूपामृतमूर्ध्वलोके ॥ ३ ॥

त्रिपादूर्ध्वउदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः ।
ततो विष्वङ्व्यक्रामत्साशनानशने अभि ॥४॥

અંશત્રયવાળો આ દિવ્ય, સંસારસર્ગશૂન્ય, અવિદ્યા-કાર્યસંસારથી રહિત અર્થાત્ સંસારના ગુણદોષના સમુદાયથી અસંસ્પૃષ્ટ, સર્વોત્કૃષ્ટ બ્રહ્મસ્વરૂપ, જે આ પુરુષ છે, તે પુરુષનો એકજ પાદ-અંશ (ભાગ) આ માયામાં ઉત્પત્તિ અને નાશરૂપથી વારંવાર ગમનાગમન કરે છે. (આ હેતુથી ભગવાને કહ્યું છે,

विष्टभ्याहमिदंकृत्स्नमेकांशेन स्थितो जगत् । )

અર્થાત્ ઉત્પત્તિ અને નાશને પ્રાપ્ત થનારા સર્વ પદાર્થ એ પુરુષની સત્તાથી ભિન્ન નથી. એ માયામાં અવસ્થિત થઈ, અર્થાત્ માયાના સ્વરૂપનો સ્વીકાર કરી, એ પુરુષ પોતે દેવ, મનુષ્ય, પશુપક્ષી ઈત્યાદિ સ્વરૂપે વિવિધ રૂપથી વ્યાપ્ત થઈ અર્થાત્ ભોજનાદિ વ્યવહારસહિત સચેતન પ્રાણીવર્ગ અને અનશન શબ્દથી ભોજનાદિ વ્યવહારરહિત અચેતનઃ ગિરિ નદી ઈત્યાદિ સકલ વિવિધ સ્વરૂપથી-તે બન્ને સ્વરૂપથી પોતે એ પુરુષ એક અંશદ્વારા સચરાચરમાં વ્યાપ્ત છે.

अ० हस्तयो अर्घ्यम् स०

हरे त्रिपात्स्त्व दिवि वर्तसे वा
यस्मिश्च विश्वे च तवैकपादः ।
अचेतन चेतनमत्ररूपम्
व्याप्नोपि लोके विविध स्वरूप ॥ ४ ॥

तस्माद्विराळजायत विराजोअधिपूरुषः ।
स जातोअत्यरिच्यतपश्चाद्भूमिमथोपुरः ॥५॥

પૂર્વે મનમા દેવ, મનુષ્ય અને તિર્યકરૂપથી જે વર્ણન કર્યું છે તેનો વિસ્તાર કરે છે એ આદિ પુરુષથી બ્રહ્માણ્ડ દેહ ઉત્પન્ન થયો જ્યા અનેક પ્રકારના વિધવિધ સ્વરૂપના પદાર્થો વિરાજમાન છે, તેનુ નામ વિરાટ્ કહેવાય છે એ વિરાટદેહમા કોઈ દેહનો અભિમાની પ્રતીત થાય તેને–એ અભિમાની પુરુષને–સમગ્ર વેદાન્તવેદ્ય કહ્યો છે એજ પુરૂષ પોતાની માયાથી વિરાટ્દેહાત્મક બ્રહ્માણ્ડને ઉત્પન્ન કરીને એ દેહમા જીવરૂપે પ્રવિષ્ટ થઈને સકલ બ્રહ્માણ્ડના દેવતાત્મા–જીવ–એ નામને ધારણ કરે છે આ વિષે આથર્વણિક ઉત્તરતાપનીય ઉપનિષદ્મા કહે છે –

सवा एष भूतानीन्द्रियाणि विराजो देवता कोशांश्च सृष्ट्वा प्रविश्यामूढोमूढ इव व्यवहरन्नास्ते माययेति ।

અર્થ–તેજ પરમાત્મા ભૂત, ઈન્દ્રિયવર્ગ વિરાટ દેહ તે તે ઈન્દ્રિયો વગેરેની દેવતાઓ અને અન્નમયાદિ પાચ કોશને પ્રકટ કરી એ સમુદાયમા સ્વય પ્રવિષ્ટ થઈ નિત્યપ્રકાશ

જ્ઞાનસ્વરૂપ હોવા છતાં, અમૂઢ હોવા છતાં મૂઢની પેઠે માયાથી (અવિદ્યાથી) વ્યવહાર કરતો અવસ્થિત છે. વિરાટદેહમાં પ્રાદુર્ભાવને પ્રાપ્ત થયેલો તેં દેહાભિમાની દેવ વિરાટદેહથી અતિરિક્ત છે. મનુષ્ય, દેવ, અને તિર્યંક સ્વરૂપથી વિવિધરૂપે પ્રતીત થાય છે તે જીવભાવને પ્રાપ્ત થવા ઉપરાંત તેં દેવભૂમિને ઉત્પન્ન કરે છે અને તે પછી જીવોને નિવાસયોગ્ય શરીરોને—રસ રક્ત આદિ ધાતુઓથી ઉત્પન્ન કરે છે. શરીરનુ નામ પુર—નગરી પણ કહેવાય છે.

अ० आचमनीयम् स०

सृष्ट्वा नरो देवनगादिरूपाम
योगीयते गाच विराजमत्र।
पुराणि सोय विवियानि देवो
वशा नोति जीवेन निरंजनोऽपि ॥ ५ ॥

यत्पुरुषेणहविषा देवायज्ञमतन्वत ।
वसन्तोअस्यासीदाज्यं ग्रीष्मइध्मःशरद्धविः ॥ ६ ॥

હવે જે સમયે પૂર્વોક્ત ક્રમથી દેવાદિ સમગ્ર દેહ ઉત્પન્ન થયા, પછી ઉત્તરસૃષ્ટિને માટે બાહ્યદ્રવ્યની ઉત્પત્તિ નહિ હોવાથી અને હવિષ્યાન્તરનો અભાવ હોવાથી દેવોએ પુરુષસ્વરૂપનો હવિની પેઠે સંકલ્પ કર્યો—માનસિક યજ્ઞનો વિસ્તાર કર્યો. એ સમયે આ માનસિક—માનસ યજ્ઞમાં વસતઋતુને આજ્ય—ઘી રૂપે સંકલ્પિત કરી. ગ્રીષ્મ ઋતુનો સમિધરૂપથી સંકલ્પ કર્યો. અને શરદ

ऋतुनो पुरोडाश तरीके संकल्प कर्यो. प्रथममां पुरुष स्वरूप हविनो सामान्य रूपथी संकल्प करी, वसन्तादि ऋतुनो आज्यादि विशेषस्वरूपथी देवोए संकल्प कर्यो एम समजवुं.

ओं० स्नानम् स० ।

तेनुश्च देवाः पुरुषेण यज्ञम्
त्वया शुभं सद्धविषाग्रजेन ।
वसन्त आज्यं मनसा च क्लृप्तम्
ग्रीष्मर्तु रिध्मस्तु शरद्धविश्च ॥ ६ ॥ *

---

* पंचामृत स्नानम्

आप्यायस्व समेतु ते विश्वतः सोम वृष्ण्यम् ।
भवा वाजस्य संगथे ॥ अ० पयस्नानम् स०

अर्थ—हे सोम! तुं पाणी वडे अने वायु वडे प्रवृद्ध था. वरसवा योग्य बळ, तारे विषे प्राप्त थाओ. अने अन्नना संग्राममां तुं अमने (अन्न) आपनारो था.

वृद्धिं त्वं पयसा यासि बलदः सोम ईश्वरः ।
अन्नस्य समिथे देवाऽस्मभ्यं तद्देहि चेश्वर ॥

दधिक्राव्णो अकारिषं जिष्णो रश्वस्य वाजिनः ।
सुरभिनो मुखा करत्मण आयूंषिता रिषत् ॥
अ. ३. अ. ७ व. १३

दधिका देव ए अग्नि स्वरूपात्मक छे. प्रभुए अश्वनुं रूप धारण कर्युं. तेथी तेनुं दधिका नामे प्रसिद्ध थयुं.

तानग्निरश्वोभूत्वाम्यद्रवदइति। (पे. ब्रा. ३-४९)
એમ પ્રમાણ છે. આ દધિક્રા દેવની હું સ્તુતિ કરૂં છું. અશ્વ શબ્દથી ઘોડાનો અથવા વ્યાપકત્વનો અર્થ છે. એટલે અશ્વરૂપ અથવા વ્યાપનશીલ જે દેવ છે. વળી જે જયશીલ તેમજ વેગવાળા છે, તે દધિક્રાદેવ અમારી ચક્ષુરાદિ ઈંદ્રિયો પ્રકાશિત–ખુબસુરત–કરો અને અમારા આયુષ્યની વૃદ્ધિ કરો.

अ० दधिस्नानम् स०

जिष्णोरश्वस्य देवस्य दधिक्राख्यस्य च स्तुतिम्।
कुर्वे त्वम् सुरभिं देहि नेत्रादीनां प्रियः प्रभुः॥

घृतं मिमिक्षे घृतमस्य योनिर्घृतेश्रितो घृतम्वस्य धाम।
अनुष्वध मावह मादयस्व स्वाहाकृतं वृषभवक्षि हव्यम्॥

अ. २. अ. ५. व. २३

આ અગ્નિનું ઘૃત કારણ છે, કેમકે અગ્નિ ઘીથી પ્રજ્વલિત થાય છે. અથવા આ પરમાત્મા ઘૃતસમાન મિષ્ટ સ્તુતિથી વ્યક્ત થાય છે. તે અગ્નિને–પ્રભુને હું ઘીથી સિંચન કરૂં છું. એ અગ્નિ ઘૃતના આશ્રયે રહ્યો છે, અથવા ઘૃત સમાન મિષ્ટ સ્તુતિને આધીન છે. ઘૃત એનું તેજ છે. કેમકે ઘીથી તે અગ્નિ દીપે છે અથવા સ્તુતિથી વિશેષ પ્રકાશે છે. હે અગ્નિ પરમાત્મન્! અભીષ્ટને આપનારો તું હવિ (નૈવેદ્ય) પ્રતિ દેવોને બોલાવીને

તેમને હર્ષિત કરો. તેથી સ્વાહાકારથી આપેલું હવિ–નૈવેદ્ય –નું દેવો પ્રતિ લઈ જા.

अ० घृतस्नानम स०

घृतेन परिसिंचामि घृतयोनिं प्रभुं प्रियम।
देवान्प्रीणय विश्वेश दत्तेन हविषा मया॥

मधुवाता ऋतायते मधुक्षरन्ति सिन्धवः।
माध्वीर्नः सन्त्वोषधीः॥ अ. १. अ. ६. व. १८

યજ્ઞની ઈચ્છાવાળા યજ્ઞ કરનારા યજમાનને અથવા ઋત શબ્દથી પ્રકાશમાન સત્યસ્વરૂપ વિષ્ણુને પ્રભુને ઈચ્છનારા અથવા સ્તુતિ કરનારા ભક્તોને મધુર રસ રૂપ કર્મનાં ફળને વાયુઓ વરસાવે છે–પ્રાપ્ત કરે છે. (અર્થાત્ યજ્ઞથી સ્વચ્છ વાયુ વાય છે. શુદ્ધ વાતાવરણ રહે છે.) તથા વહનશીલ નદીઓ વા સમુદ્ર પોતાના મધુર રસને આપે છે. અને ઔષધીઓ–ફળ પાકરૂપ થયેલી ઔષધીઓ અમારા પ્રતિ મધુર રસવાળી થાઓ. [અર્થાત્ યજ્ઞથી અન્ન વગેરે માધુર્યયુક્ત પાકે છે.]

मधुनक्त मुतोपसो मधुमत्पार्थिवं रजः।
मधुद्यौरस्तुनः पिता॥ अ. १. अ. ६. व. १८

અમારી રાત્રી મધુર રસવાળી માધુર્યયુક્ત પસાર થાઓ. ઉષઃકાળના ઉપલક્ષણથી દિવસો પણ અમને માધુર્ય યુક્ત થાઓ. પૃથ્વી લોક અમને માધુર્યયુક્ત અર્થાત્

આનંદરૂપ થાઓ. (૨) મધુ એ પ્રભુનુ નામ છે. પ્રીતિને—આનંદને આપે છે માટે મધુ નામથી પ્રખ્યાત છે. તે પરમાત્મા અમને સર્વ પ્રકારે આનંદરૂપ થાઓ.

अ० मधुस्नानं स०

याज्ञिकः सुखमायाति वायुभिः प्रेरितं तथा ।
ददन्ति तटिनी तस्मै स्वकं चौषधयः सदा ॥

स्वादुः पवस्व दिव्याय जन्मने स्वादुरिन्द्राय सुहवीतुनाम्ने ।
स्वादुर्मित्राय वरुणाय वायवे बृहस्पतये मधुमाँअदाभ्यः ॥

अ. ७. अ. ३. व. १०

હે સોમ! તું સ્વાદિષ્ટ છે. તું દેવલોક માટે દ્રવીભૂત થા. જેને બોલાવવા માટે શોભન નામ છે, એવા ઈન્દ્ર, મિત્ર, વરૂણ, અને બૃહસ્પતિ માટે અહિંસ્ય તું ઉત્તમ સ્વાદિષ્ટ રસને દ્રવીભૂતકર. અથવા સ્વાદિષ્ટ રસભૂત તું સ્રવ.

(૨) સોમ એ પ્રભુનું નામ છે. અથવા स उमः=सोम उमा सहित प्रभु સોમ કહેવાય છે. હે સોમ! તું સ્વાદિષ્ટ અત્યંત પ્રિય છે માટે તું વ્યક્ત થા.

अ० शर्करा स्नानम स०

व्यक्तस्त्वं भगवन्सोम भवेन्द्राय महामते ।
वांछितः खलु देवैश्च सदा प्रियतमो भुवि ॥

આ પંચામૃત સ્નાનમાં પયો આદિ દરેક દ્રવ્યના અંતરે જળસ્નાન કરાવવું. અને ત્યારબાદ यत्पुरुषेणहविषा એ મંત્રથી શુદ્ધોદક સ્નાન કરાવવું.

तं यज्ञं बर्हिषि प्रौक्षन्पुरुषं जातमग्रतः ।
तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ ७ ॥

સૃષ્ટિના પૂર્વકાળમાં પ્રાદુર્ભૂત યજ્ઞિય પૂજાના કાર્યમાં સાધનભૂત એ પુરૂષને પશુત્વની ભાવનાથી યૂપ (યજ્ઞપશુનું બંધનસ્થાન)ની સાથે બાંધીને માનસિક યજ્ઞમા દેવો પ્રોક્ષણ કરવા લાગ્યા આ સૂક્તમાં પાંચમી ઋચામાં આ વિષે કહ્યુ છે. तस्मा द्विराळ जायत विराजा अधिपूरुष । એ આદિ પુરૂષથી બ્રહ્માણ્ડ દેહ ઉત્પન્ન થયો અને તે દેહાભિમાની કોઈ પુરુષ પ્રતીયમાન છે, એ પુરુષરૂપ પશુથી માનસિક યજ્ઞ સપાદન કર્યો. સૃષ્ટિના સાધનમાં તત્પર પ્રજાપતિ વગેરે અને એના અનુકૂલ મન્ત્રદ્રષ્ટા ઋષિઓ એ પ્રમાણે સર્વ—માનસ યાગ યજ્ઞ કરવા લાગ્યા.

अ० वस्त्रोपवस्त्रं परिकल्पयामि ।
यः पूर्वजातं पुरुषो विराडयं
स प्रोक्षितो बर्हिषि साध्य देवैः ।
अनन्त वीर्यामिततेजसातः
तेनापि देवा अयजन्त पूर्वे ॥ ७ ॥

तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम् ।
पशून् ताँश्चक्रे वायव्यानारण्यान्ग्राम्याश्च ये ॥ ८ ॥

સર્વાત્મક પુરુષનુ જેમાં યજન થાય છે, એવા માનસિક યજ્ઞથી દધિમિશ્રિત આજ્ય સપાદન થયું આજ્ય એ સર્વભોગ વસ્તુનુ ઉપલક્ષણ છે. અર્થાત્ સર્વભો

વસ્તુસમૂહ સંપાદિત થયો. અને વાયુદેવતાવાળા હરણ વગેરે જગલી પ્રાણીઓને સપાદિત કર્યાં. અને ગ્રામ્ય પશુઓને અશ્વ, ગાય, ભેંસ વગેરેને પણ પ્રાપ્ત કર્યાં. જગલી પ્રાણીઓને વાયુ દેવતાવાળા કહ્યા છે, તે વિષે યજુ બ્રાહ્મણમાં આ પ્રમાણે કહ્યુ છેઃ–वायवस्थे त्याह वायुर्वा अन्तरिक्ष अस्याध्यक्षा अन्तरिक्ष देवत्या खलु वै पशवः। એમ પ્રમાણ છે.

अ० यज्ञोपवीतालकारादीन्परिकल्पयामि।

अधोक्षजः सर्वहुतस्त्वमाज्यम्।
तस्मान्मखादीश्वर सर्व वस्तु।
ग्राम्यान्पशूंस्तांश्च महाप्रभाग:
चकर्थ राजन्नुरुगाय वन्यान्॥८॥

तस्मा॑द्य॒ज्ञात्स॑र्व॒हु॒त॒ऋच॒ः साम॑ानि जज्ञिरे।
छंदाँ॑सि जज्ञि॒रे॒ तस्मा॒द्यजु॒स्तस्मादजायत॥९॥

સર્વહુત એ માનસિક યજ્ઞથી ઋગ્વેદ અને સામવેદ ઉત્પન્ન થયા છે. અને એજ યજ્ઞથી ગાયત્રી, ઉષ્ણિક વગેરે છંદો પ્રાદુર્ભૂત થયા છે. યજુર્વેદ પણ એ યજ્ઞથીજ ઉત્પન્ન થયો છે.

अ० चंदनं स०

तस्मान्मखा त्सर्व हुताच्चकर्थ
शास्त्राणि वेदाग्नविलुप्तशक्तिः।
पराशरे प्रपरि भक्तियोगम्
कुर्वन्ति यान्यव्यय विश्वतारम॥९॥

तस्मा॒दश्वा॑अजायन्त॒ येके॑चोभ॒यादंतः ।
गावो॑हजज्ञि॒रे त॒स्मा॒त्तस्मा॑ज्जा॒ताअ॑जा॒वयः ॥१०॥

એ પૂર્વોક્ત યજ્ઞથી અશ્વો થયા. અશ્વથી જુદા ગર્દભો. મુખમાં જેને ઉપરનીચે દાંત છે એવા પશુઓ ઊંટ વગેરે ઉત્પન્ન થયા. તેમજ ગાય, બકરી, મેંઢી વગેરે તમામ પશુ તે યજ્ઞથી ઉત્પન્ન થયા.

ॐ पुष्पाणि समर्पयामि ।
त्वं वीतराग भय पाप कुबुद्धिरोगः
सप्तीनजान्जनपदान्सुरभीश्चकर्थ ।
तस्मान्मखादवनिपाल समग्र भीते
रस्मान्सदा च परिपाहि महाभवाब्धेः ॥१०॥

यत्पुरु॑षं॒व्यद॑धुः कति॒धाव्य॑कल्पयन् ।
मुखं॒किम॑स्य॒ कौबा॒हूकाऊ॒रूपादा॑उच्यैते ॥११॥

પ્રશ્નોત્તરરૂપથી બ્રાહ્મણ વગેરેની સૃષ્ટિના પ્રતિપાદન માટે બ્રહ્મવાદીઓ પ્રશ્ન કરે છે. પ્રજાપતિના પ્રાણરૂપ દેવો જ્યારે વિરાટ્ પુરુષને સંકલ્પથી સપાદન કરે છે, ત્યારે કેટલા પ્રકારે કલ્પના કરી ? આ પુરૂષનું મુખ શુ ? એના બાહુ કયા ? એના સાથળ કયા ? એના પાગ કયા ? પ્રથમ સામાન્ય પ્રશ્ન પછી મુખ વગેરે શું એ વિશેષ પ્રશ્ન છે.

ॐ धूपमाघ्रापयामि ।
भावैः परश्च रहितः सतुपड्विकारैः
कल्याणकृत्तनुभृतां गुणकर्महीनः ।

अगानि तस्य सुमतेरधुनाब्रवीमि
वक्त्रं च बाहुपदमस्य च किं च नेत्रम् ॥११॥

ब्राह्मणोऽस्यमुखमासीद्बाहूराजन्यः कृतः ।
ऊरूतदस्य यद्वैश्यः पद्भ्यांशूद्रो अजायत ॥ १२ ॥

પૂર્વોકત પ્રશ્નનો ઉત્તર કહે છે બ્રાહ્મણજાતિવાળો પુરુષ, આ પ્રજાપતિ પરમાત્માનું મુખ છે અર્થાત્ બ્રાહ્મણો મુખથી ઉત્પન્ન થયા છે ક્ષત્રિયજાતિવાળો પુરુષ આ પ્રભુના હસ્ત છે અર્થાત્ ક્ષત્રિયો બાહુથી ઉત્પન્ન થયા છે ઉરુદ્વયથી વૈશ્ય ઉત્પન્ન થયા છે. અને ચરણદ્વયથી શૂદ્રો થયા છે આ પ્રમાણે મુખ વગેરેથી બ્રાહ્મણ વગેરેના પ્રાદુર્ભાવનુ યજુર્વેદના સાતમા કાંડમા કથન છે. समुपतस्त्रिवृत निरमिमीत પરમેશ્વરે મુખથી ત્રિવૃતનુ નિર્માણ કર્યું આથી એ પ્રશ્ન અને ઉત્તરનુ એમાં તાત્પર્ય છે.

अ० दीप दर्शयामि ।

ब्रह्मैव क्षत्रमथ विट् च तथैव शूद्रो
वक्त्राच्च बाहु जघनाच्चरणाच्च जाताः ।
तस्येश्वरस्य वसुनातिशयेन युक्त
देवस्य चेष्टसुपयोगरहस्य द्रष्टु ॥ १२ ॥

चन्द्रमामनसोजातश्चक्षोः सूर्योअजायत ।
मुखादिन्द्रश्चाग्निश्चप्राणाद्वायुरजायत ॥ १३ ॥

જે પ્રમાણે દહી, ઘી વગેરે દ્રવ્ય, ગાય, બકરી વગેરે પશુ, ઋગ્વેદાદિ વેદ તથા બ્રાહ્મણ વગેરે મનુષ્યો

સંકલ્પસિદ્ધ આ માનસિક યજ્ઞની ગાયત્ર્યાદિસાત છંદ પરિધિ—તેજોમંડલસ્થાનીય છે. અર્થાત્ ઐષ્ટિક અને આહવનીય એની ત્રણ પરિધિ અને ત્રણ ઉત્તર વેદીની પરિધિ અને સાતમી પરિધિ સૂર્ય છે. આ બધી પરિધિ પ્રતિનિધિરૂપ છે. શ્રુતિ કહે છે,

न पुरस्तात्परिदध्यादित्याद्वित्यीह्येवोद्यन्पुरस्ताद्रक्षांस्यपहन्तीति।

અર્થ. અગ્રભાગથી પરિધાન કરવું નહિ. કારણ કે ઉદયાભિમુખથી સૂર્ય આગલા ભાગથી રાક્ષસોનો સંહાર કરે છે. આ પ્રમાણે ગાયત્ર્યાદિ સપ્ત છંદ આદિત્ય સહિત સપ્ત પરિધિ છે. અને ૨૧ સમિધ છે. ૧૨ મહિના પઋતુ (હેમન્ત અને શિશિર એક સ્વરૂપ છે) પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યુલોક એ ત્રણ લોક અને એક સૂર્ય એ બધા મળી ૨૧ પદાર્થ સમિધરૂપથી સંભાવિત કર્યા છે. જે વિરાટ્પુરૂષ છે તેને પ્રજાપતિ, પ્રાણ અને ઈન્દ્રિય રૂપ દેવો માનસ યજ્ઞનિમિત્ત પશુત્વની ભાવનાથી યજ્ઞિય યૂપમાં બંધન કરે છે. એ અભિપ્રાયથી પુરૂષને પૂર્વમાં પ્રથમથી વિષય કહ્યો છે—કર્યો છે; એ હેતુથી पुरुषेण हविषा એમ કહ્યું છે. નરમેધ કરવા માટે પુરૂષને પશુની ભાવના નથી અને તેમ કહ્યું નથી.

अ० प्रदक्षिणान् स० ।

विस्तारयन्तो मनसाग्र यज्ञम्
देवाः पशुत्वेन विभावयन्ति ।

देवं प्रभुं त्वां परिधिम्न सप्त-
छंदोमयी सा विविधा मयास्य ॥ १५ ॥

यज्ञेनयज्ञमयजन्तदेवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
तेहनाकंमहिमानः सचन्तयत्रपूर्वेसाध्याः सन्तिदेवाः ॥१६॥

પ્રથમ વિસ્તારથી કહેલા અર્થને સંક્ષેપમાં કહે છે. પ્રજાપતિ બ્રહ્મા અને પ્રાણરૂપ દેવતાઓએ માનસિક સંકલ્પથી પૂર્વોક્ત યજ્ઞ સ્વરૂપ પ્રજાપતિ પરમેશ્વરનું યજન કર્યું છે. તે યજ્ઞથી—પૂજનથી—પ્રપંચરૂપ વિકારોને ધારણ કરનારો સુપ્રસિદ્ધ મુખ્ય ધર્મ પ્રચલિત થયો. આ અર્થમાં સૃષ્ટિ પ્રતિપાદિત સૂક્ત ભાગનો અર્થ આવી જાય છે. હવે એ પરમેશ્વરની ઉપાસના અને તેના ફળનો અનુવાદ કરનારા ભાગને જણાવે છે. જે વિરાટ્ પરમેશ્વરની પ્રાપ્તિ-રૂપ સ્વર્ગમાં સાધ્ય વિરાટ્ ઉપાસના કરનારા પ્રાચીન દેવો અવસ્થિત છે, એ પરમેશ્વરની પ્રાપ્તિરૂપ એ સ્વર્ગને એ વિરાટ્‌ની ઉપાસના કરનારા મહાત્મા લોક અવશ્ય પ્રાપ્ત થાય છે. આ પરમેશ્વરનું માનસિક યજ્ઞદ્વારા યજન કર્યું છે. એ શાસ્ત્રકારે પછી બીજા યજ્ઞો પણ એ પરમેશ્વરની પ્રાપ્તિ માટે અધિકારી ભેદથી કર્યા છે :—

(૧) દ્રવ્ય—યજ્ઞઃ—કૂવા, તળાવ વગેરે લોકોના હિત માટે નિઃસ્વાર્થ વૃત્તિથી તૈયાર કરાવવા અથવા અગ્નિહોત્રાદિ કર્મ કરવું વા કરાવવું, એ દ્રવ્યયજ્ઞ.

વળી આ સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે,—

'अधियज्ञोहमेवात्र देहे देहभृतांवर.'

સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ હે અર્જુન ! આ દેહમાં અધિયજ્ઞ હું છું. શારીરયજ્ઞના ઉદ્દેશથી અંતર્યાગ કરનારા પુરૂષના અંતર્યામિપણાએ તેનો પ્રવર્તક અને તેના ફળનો સંપાદક હું છું.

अध्यात्मादिक्रियाभिज्ञो व्यवहारं करोति यः। शारीरं सचयज्ञोऽस्य तं यज्ञं पुरुषं विदुः॥ तात्पयाहुत्यः प्रोक्ता जाठरे जातवेदसि। पिपासितोम्मः पिबति सोमपानमथास्यतत्॥ यज्ञस्योपसदश्चेष्टा मृतिश्चावभृथोऽस्य च॥

અર્થ—અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મને જાણનારો જે પુરુષ વ્યવહાર કરે છે, તે પુરુષનો એ શારીરયજ્ઞ છે. તેને બીજા લોકો યજ્ઞપુરૂષ જાણે છે. તે પુરૂષ શુદ્ધ સંસ્કારયુક્ત અન્નના ગ્રાસ ભરે છે. તે આ જઠરાગ્નિરૂપી અગ્નિમાં આહુતિ આપેલી કહેવાય છે. તૃષા લાગતાં જે પાણી પીએ છે, તે સોમપાન સ્થાનીય છે. જે એની ચેષ્ટા છે તે એના ઉપસદ છે (પાસે બેસનારા છે). શરીરત્યાગ એ અવભૃથ સ્નાન છે. વળી એ વિષે છાંદોગ્યમાં વિશેષ કહે છેઃ—

स यदि शिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः। अथ यदश्नाति यत्पिबति यद्रमते यदुपसदैरेत्यथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेत्यथ-यत्तपोदान मार्जवमहिंसा सत्यवचनमिति ता अस्य दक्षिणा-स्तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादन मेवास्य तन्मरण मेवावभृथः॥

(૨) તપો-યજ્ઞઃ—પ્રભુમાં એકાગ્રમન કરવું, એ તપોયજ્ઞ છે, અથવા કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતો કરવાં.

(૩) યોગ-યજ્ઞઃ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં અષ્ટાંગ છે.

(૪) સ્વાધ્યાય-યજ્ઞઃ—મોક્ષ-શાસ્ત્રનું અધ્યયન, અથવા વેદાધ્યયન ( નિત્યપાઠ ) અથવા નિત્ય પ્રણવજપ.

(૫) જ્ઞાન-યજ્ઞઃ—વેદ, વેદાન્ત, ઉપનિષદ્નો અર્થ યથાર્થ જાણવો. તથા अहंब्रह्मोपासना.

(૬) ભૂત-યજ્ઞઃ—ગાય વગેરેને ભોજન આપવું તે.

(૭) મનુષ્ય-યજ્ઞઃ—અતિથિને ભોજન આપવું તે, અને બ્રહ્મભોજન કરાવવું તે.

(૮) પિતૃ-યજ્ઞઃ—માતા પિતાનું શ્રાદ્ધાદિ કર્તવ્ય શ્રદ્ધાથી કરવું તે. નિત્ય પિતૃતર્પણ કરવું તે.

(૯) દેવ-યજ્ઞઃ—દેવપૂજા, સંધ્યા વગેરે કરવી તે. શતચંડી, મહારુદ્ર, વિષ્ણુયાગ, સોમયાગ વગેરે યજ્ઞ કરવો તે.

(૧૦) માનસ-યજ્ઞઃ—જે યજ્ઞ વડે દેવોએ પ્રજાપતિનું યજન કર્યું છે, અથવા સંકલ્પાત્મક સૃષ્ટિ મનમાં કરવી તે.

વળી આ સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે,—

'अधियज्ञोहमेवात्र देहे देहभृतांवर.'

સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ હે અર્જુન ! આ દેહમાં અધિયજ્ઞ હું છું. શારીરયજ્ઞના ઉદ્દેશથી અંતર્યાગ કરનારા પુરૂષના અંતર્યામિપણાએ તેનો પ્રવર્તક અને તેના ફળનો સંપાદક હું છું.

अध्यात्माद्नित्रयाभिज्ञो व्यवहारं करोति यः । शारीरं सचयज्ञोऽस्य तं यज्ञं पुरुषं विदु.॥ तापगाहुस्य. प्रोक्ता जाठरे जातवेदसि। पिपासितोऽम्भः पिबति सोमपानमथास्यतत् ॥ यज्ञस्योपसदश्चेष्टा मृतिश्चावभृथोऽस्य च ॥

અર્થ—અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મને જાણનારો જે પુરુષ વ્યવહાર કરે છે, તે પુરુષનો એ શારીરયજ્ઞ છે. તેને બીજા લોકો યજ્ઞપુરૂષ જાણે છે. તે પુરૂષ શુદ્ધ સંસ્કારયુક્ત અન્નના ગ્રાસ ભરે છે. તે આ જઠરાગ્નિરૂપી અગ્નિમાં આહુતિ આપેલી કહેવાય છે. તૃષા લાગતાં જે પાણી પીએ છે, તે સોમપાન સ્થાનીય છે. જે એની ચેષ્ટા છે તે એના ઉપસદ છે (પાસે બેસનારા છે) શરીરત્યાગ એ અવભૃથ સ્નાન છે. વળી એ વિષે છાંદોગ્યમાં વિશેષ કહે છેઃ—

स यद्दि शिशिपति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः। अथ यदश्नाति यत्पिबति यद्रमते यदुपसदैरेत्यथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेत्यथ- यत्तपोदान मार्जवमहिंसा सत्यवचनमिति ता अस्य दक्षिणा- स्तस्मादाहुः सोष्यत्यसोऽष्टेति पुनरुत्पादन मेवास्य तन्मरण मेवावभृथः ॥

અર્થ—શારીર યજ્ઞ કરનારો વા સંપાદક પુરુષ પોતાના આત્માને યજ્ઞરૂપ માને છે. તત્ શબ્દથી તે પુરૂષ કહેવાય છે. તે વિષે કહે છે. યજ્ઞમાં દીક્ષા, ઉપસદ, (ઋત્વિક્ વગેરે), સ્તુતશસ્ત્ર, અને દક્ષિણા એ મુખ્ય વસ્તુ છે. એ સિવાય બીજાં દ્રવ્ય વગેરે છે. તે શારીર યજ્ઞ કરનારો પુરૂષ અન્નની ઈચ્છા કરે છે. પાણીની ઈચ્છા કરે છે. ભૂખ તૃષાની પીડાથી આનંદમાં રહેતો નથી. અન્ન પાણીની ઈચ્છા કરે, એ યજ્ઞની દિશા છે. યજ્ઞના પ્રારભમાં અનશન વગેરે કરવુ જોઈએ, એમ નિયમ છે, અને તેથી શરીરને કલેશાનુભવ છે, તેમ એ પ્રમાણેની એ દીક્ષા છે. ત્યારપછી એ જ ભોજન કરે છે, જળ પીએ છે, જુદાં જુદાં અન્નપાન વગેરેથી જ ભોગ ભોગવે છે, મિત્રમંડળમાં આનંદ કરે છે, તે ઉપસદ છે. તે યજ્ઞજનિત સુખનો અનુભવ છે. હવે સ્તુતશસ્ત્ર વિષે કહે છે. તે યજ્ઞ પુરૂષ હસે છે. વિનોદ વાર્તા કરે છે. કોઈની વાત પરથી મુખ મલકાવે છે તથા ઋતુકાળમાં પોતાની સ્ત્રી જોડે આનંદ ભોગવે છે, તે આ યજ્ઞનાં સ્તુતશસ્ત્ર છે. સ્તુત શબ્દથી ઉદ્‌ગાતા તરફથી પ્રભુ સંબંધી વાક્ય—સંદર્ભ, મંત્રો, શ્લોક વગેરેનો અર્થ છે. અને શસ્ત્ર શબ્દથી ઋગ્વેદની ઈન્દ્ર અગ્નિ વગેરેની ઋચા, મંત્રોના સંદર્ભનો અર્થ છે. ને તે હોતા ભણે છે. હવે દક્ષિણા વિષે કહે છે. તપ, (ચિત્તની એકાગ્રતા અથવા એકાદશી, શિવરાત્રી વગેરે વ્રતો), દાન, સરલતા, અહિંસા

અને સત્ય વચન એ દક્ષિણા છે. આ દક્ષિણા, ધર્મને પુષ્ટિ કરનારી છે. આ પ્રકારના યજ્ઞપુરુષનો એ ચરમ જન્મ છે. અથવા તેના પછીનો જે માતા તેને જન્મ આપશે, તે તેનો ચરમ જન્મ છે, એમ સારા પુરુષો કહે છે. અને તે પુરુષનો દેહત્યાગ, એ અવભૃથ સ્નાન છે. વળી

एतत्वोर आंगिरसः कृष्णाय देवकी पुत्रायोक्तवान् चा पिपास एव स वभूवसोन्तवेलाया एतत्त्रयं प्रतिपद्यताक्षित-मस्यच्युतमसि प्राणशसित मसीति तत्र द्वे ऋचौभवतः।

ઉપર પ્રમાણેનું નિરૂપિત જ્ઞાન ઘોર આંગિરસે દેવકીપુત્ર શ્રીકૃષ્ણને કહ્યું છે અને તે કહીને ફરી કહે છે કે (શરીર ત્યાગ પહેલાં) રસ વગેરેની સકળ ઈચ્છા રહિત તે યજ્ઞ પુરુષ થઈ જાય છે. ત્યાર પછી અંતવેળા સમયે ભગવદુપદિષ્ટ યજુના ત્રણ મંત્રોને તે પ્રાપ્ત થાય છે. (૧) अक्षितमसि—તું અક્ષીણ અખંડ એકરસ છો. (૨) अच्युतमसि—તું કદી ચલાયમાન ન થાય તેવો છે. (૩) प्राणशसितमसि તું પ્રાણ અપાન વગરનો શુદ્ધ બ્રહ્મ છે. અને એ રીતે तत्वमसि—તે સાક્ષાત્પરબ્રહ્મ તું છે. એ સંબંધમાં तत्र द्वे ऋचौ भवतः બે ઋચા ઋગ્વેદની છે.

(१) आदित्प्रत्नस्य रेतसो ज्योतिष्पश्यन्तिवासरं। परो यदिध्यते दिवा॥ (अष्टक ५. अध्याय ८ वर्ग १४)

અર્થ—ઘુલોકની પણ પેલે પાર આ ઈન્દ્ર સૂર્યરૂપે પ્રકાશે છે. ત્યારપછી જળને આપનારા બીજભૂત તેજને સર્વ લોકો નિરંતર જુએ છે. અથવા અનાદિ આ જગત્‌ના હેતુભૂત આ પરમેશ્વરના બ્રહ્મના જ્યોતિને પ્રકાશને નિવૃત્ત ચક્ષુ ઈન્દ્રિયોવાળા બ્રહ્મચર્ય તથા નિવૃત્તિ સાધનવડે નિરુદ્ધ કર્યું છે અંતઃકરણ તથા મનોવૃત્તિ જેણે એવા પુરૂષો પ્રતિ દિવસ ચોતરફ જુએ છે. જે પરમાત્માનું પરમ તેજ સ્વર્ગમાં અને તેને પેલે પાર સર્વત્ર પ્રકાશી રહ્યું છે. એજ તેજ વડે સૂર્ય તપે છે. ચન્દ્રમા પ્રકાશે છે, વીજળી ચમકે છે, તારાગણો પ્રકાશે છે, અગ્નિ પણ દીપે છે અને એના તેજથી સર્વ પ્રકાશે છે.

(२) उद्वयंतमसस्परि॒ज्योति॒ष्पश्य॑न्त॒ उत्त॑रम् ।
दे॒वंदे॑व॒त्रासूर्य॒मग॑न्म॒ज्योति॑रुत्त॒मम् ॥ अ.१.अ.४.व.८॥

અંધકાર—અજ્ઞાન—ની પેલેપાર જે જ્યોતિ પ્રકાશે છે, તેને અમે જોઈએ છીએ. જે તેજ અત્યંત શ્રેષ્ઠ છે. સર્વદા પ્રકાશમાન છે. સર્વ દેવોમાં એ પ્રકાશે છે. એ ઉત્તમ છે. સૂર્ય સ્વરૂપની મર્યાદાથી આ પરમેશ્વર પ્રકાશી રહ્યા છે. અમે એને પ્રાપ્ત થઈએ છીએ. આ પ્રકારના શારીર યજ્ઞને સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરૂષો સમજી શકે છે. આ પ્રમાણે પરમેશ્વરના મુખમાં ઘણા યજ્ઞો છે. અધિકારીભેદથી અધિકાર પ્રમાણે આ યજ્ઞદ્વારા પ્રભુની ઉપાસના કરી

સંસ્કારી પુરૂષ તેને પ્રાપ્ત થઈ શકે છે. આ પુરૂષ સૂક્તનો વિનિયોગ સર્વ દેવતાઓ વિષ્ણુ, શિવ, અંબિકા, ગણપતિ વગેરે દેવતાઓની પૂજામાં થઈ શકે છે, કેમકે સર્વ દેવમય એ પરમાત્મા છે. આ બધા યજ્ઞોમાં સૌથી શ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ છે.

'सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते'

એમ શ્રીકૃષ્ણ કહે છે. કેમકે જ્ઞાનસ્વરૂપ પરમાત્મા છે.

ऋ० सुवर्ण पुष्प दक्षिणां स० ।

यज्ञेन यज्ञमयजन्त देवाः
धर्माणि देव पुरुकृत्प्रथमानितानि ।
आसंश्रते समवयन्ति तुगायकास्तम
यस्मिश्च नाकममराः पुरहूत सन्ति ॥ १६ ॥

अथ नीराजनम् ।

ॐ श्रियेजातः श्रियआनिरियायश्रियंवयोजरितृभ्योदधाति।
श्रियंवसानाअमृतत्वमायन्भवन्ति सत्या संमियामितद्रौ ॥

(अष्टक ७. अ. ४. व. ४)

સંપત્તિનો વધારો કરવા આ સોમ (પરમેશ્વર) ઉત્પન્ન થાય છે. શ્રી સંપત્તિને માટે ખાસ કરી ગતિમાન થાય છે. તે સે સ્તુતિ કરનારાઓને સંપત્તિ અન્ન આપે છે. તે સંપત્તિ, અન્નયુક્ત થયેલા સ્તુતિ કરનારાઓ અમરપદને પ્રાપ્ત થાય છે એ પ્રકારની સંપત્તિ આપે છે. આ મિત ગમનવાળા અર્થાત્ ટૂંકમાંજ આ સોમનાં યુદ્ધો આભ્યન્તર તથા બહારના શત્રુ સાથેના યુદ્ધો—સત્યજ

હોય છે. અર્થાત્ એ યુદ્ધોમાં શત્રુને જલદી પરાજય આપે છે.

कर्पूरगौरं करुणावतारं संसारसारं भुजगेन्द्रहारम्।
सदा वसन्तं हृदयारविन्दे भवंभवानीसहितं नमामि॥

अथ पुष्पांजलिः।

यज्ञेनयज्ञ०—सन्ति। राजाधिराजा० सभासद इति।

ॐ विश्वतश्चक्षुरुतविश्वतोमुखो विश्वतोबाहुरुतविश्वतस्पात्।
संबाहुभ्यांधमति संपतत्रैर्द्यावाभूमी जनयन्देवएकः॥
(अष्टक ८ अ. ३ व. १६)

સર્વાત્મક આ પરમાત્મા અધિષ્ઠાન, ઉપાદાન વગેરે કોઈ પદાર્થની સહાયતા લીધા વિના પોતે સ્વતંત્રપણાએ જગતને નિર્માણ કરે છે. એ આમંત્રથી કહે છે. સર્વત્ર વ્યાપક ચક્ષુવાળા સર્વત્ર વ્યાપક મુખવાળા તથા સર્વત્ર વ્યાપક બાહુવાળા વળી સર્વત્ર વ્યાપક ચરણવાળા આ પરમેશ્વર કોઈની પણ સહાયતા લીધા વગર પોતામાંજ જગતને ઉત્પન્ન કરે છે. કેવી રીતે કરે છે? બાહુદ્વયથી આકાશને (ઉત્પત્તિ માટે) પ્રેરે છે, ચરણોથી પૃથ્વીને (ઉત્પત્તિ માટે) ધમે છે—પ્રેરે છે. આકાશ અને પૃથ્વી એ નામ એ પરમેશ્વરની અધિક પ્રસિદ્ધિ માટે કહીએ છીએ. જો કે તે બન્ને ઉપલક્ષિત તમામ વિશ્વને એ પ્રમાણે ઉત્પન્ન કર્યું છે. આ પ્રમાણે સકળ જગતને ઉત્પન્ન કરનારા આકાશ પૃથ્વી ઉપલક્ષિત જગતને ઉત્પન્ન

કરનારો સ્વયંપ્રકાશ કોઈની સહાયતા વગરનો આ પરમેશ્વર સર્વત્ર વિરાજે છે. શ્રીકૃષ્ણે પણ આ મતલબનું કહ્યું છે.

सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षि शिरो मुखम्। सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ इति पुष्पांजलिः ॥

अथ वेदमयी स्तुतिः।

त्वयेदिन्द्रयुजा वयंप्रतिब्रुवीमहिस्पृधः।
त्वमस्माकं तवस्मसि ॥ अष्टक ६. अ. ६. व. २० ॥१॥

હે પરમાત્મન્! અમારી જોડે સ્પર્ધા કરનારા આભ્યન્તર કામક્રોધાદિ શત્રુઓને તેમજ બહારના શત્રુઓને તારીજ સહાયતાવડે અમે દૂર કરી દઈએ—અથવા દૂર કરીએ છીએ. કેમકે, તું સ્તુત્ય છે, અને અમે સ્તુતિ કરનારા છીએ. વળી તું પૂજ્ય છે, અમે પૂજા કરનારા છીએ. એ આપણા સંબંધથી તું અમારો છે, અથવા અમે તારા સ્વરૂપભૂત છીએ. અને અમે તારા છીએ—તારાથી અભિન્ન છીએ.

त्वमिदं सर्वमसि, तव वयं स्मः-त्वमस्माकमसीति।

હે પરમાત્મન્! આ દૃશ્યમાન જગત્ તું છે. અમે તારા છીએ અને તું અમારો છે. એમ આરણ્યકનું પ્રમાણ છે. આ હેતુથી અવિદ્યાથી—અજ્ઞાનથી—માયાથી ઉત્પન્ન થયેલા સ્પર્દ્ધા કરનારા શત્રુઓનો તારીજ સહાયતાથી અમે નાશ કરીએ.

यद्यावंइन्द्रतेशतं शतंभूमीरुतस्युः ।
नत्वां वज्रिन्सहस्रं सूर्या अनुनजातमष्टरोदसी ॥२॥
(अष्टक ६. अ. ५. व. ८)

હે પરમાત્મન્! તારી પ્રતિમાને માટે અથવા પરિચ્છેદ માટે સોઘુલોક હોય, તોપણ તુને પરિચ્છેદ કરી શકે તેમ નથી વળી તારા સ્વરૂપના પ્રતિબિંબ માટે સો ભૂમીઓ, સેકડો ભૂમી લોક હોય, તોપણ તુને વ્યાપ્ત કરી શકે તેમ નથી હે વજ્રવાળા પરમાત્મન્! દુષ્ટ લોકોના નાશ વાસ્તે અને સાધુ પુરૂષના રક્ષણ માટે ઈન્દ્રાદિ સ્વરૂપ ધારણ કરીને વજ્ર, સુદર્શન આદિ આયુધોને ધારણ કરનારા હે પરમેશ્વર! તુને અસંખ્ય સુર્ય પણ પ્રકાશિત કરી શકે તેમ નથી

न तत्र सूर्योभातीति श्रुते' ।

એમ પ્રમાણ છે આ પરમેશ્વરને સૂર્ય, ચન્દ્ર, તારા, વીજળી અગ્નિ પ્રકાશી શકે તેમ નથી વિશેષ શુ કહુ? કોઈપણ તત્ત્વ તુંને પ્રકાશિત કરી શકે તેમ નથી પરતુ તારા પ્રકાશથી એ સર્વ પ્રકાશે છે તુ સર્વોત્કૃષ્ટ હોઈ સર્વથી અતિરિક્ત છે ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायान्नेभ्यो लोकेभ्य इति श्रुते । પૃથ્વીથી, અતરિક્ષથી દ્યુલોકથી, સર્વ લોકથી આત્મરૂપ તું પરમજ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે

न किरिन्द्रत्वदुत्तरोनज्यायाँअस्ति वृत्रहन् ।
नकिरेवा यथात्वम् ॥ ३ ॥ अ. ३. अ. ६. व. १९

આવરણ કરનારા અજ્ઞાન નાશક હે ઈન્દ્ર, પરમાત્મન્ તારાથી કોઈ વિશેષ શ્રેષ્ઠ નથી—એક પણ નથી. તારાથી કોઈ મહાન નથી. તું જેવો લોકોમાં પ્રસિદ્ધ છે, તેવો બીજો એક પણ નથી. તારા સમાન ત્રણે લોકમાં કોઈ નથી.

नामानितेशतक्रतोविश्वाभि र्गीर्भिरीमहे ।
इन्द्राभिमातिषाह्ये ॥ ४ ॥ अ. ३. अ. २. व. २१

હે શતક્રતો ! બહુ કર્મવાળા હેઈન્દ્ર ! શત્રુઓની સામા અમો યુદ્ધમાં આવી ગયા છીએ, પ્રાપ્ત થયા છીએ, તે વેળા, હે શક્ર, હે વજ્રહસ્ત વગેરે તારાં ઉત્તમ નામોને અથવા તે નામથી ઉપલક્ષિત તારા અપરિમિત 'બળની, સર્વ પ્રકારની, બહુ પ્રકારની સ્તુતિવડે યાચના કરીએ છીએ. માટે તું સહાયાર્થ પ્રાપ્ત થા એ ગૂઢાર્થ છે.

(૨) હે પરમાત્મન્ ! અભિમાન વગેરે અંતરના શત્રુઓ તથા અભિમાની બહારના શત્રુઓની સામાં અમે યુદ્ધમાં છીએ તેથી તારા હે ભયનાશન, હે વીર, ભક્તવત્સલ, અરવિન્દાક્ષ, કૃષ્ણ વગેરે નામથી અથવા તે નામોથી ઉપલક્ષિત તારા બળની અમે યાચના કરીએ છીએ, માટે તું અમારી સહાયતામાં પ્રાપ્ત થા.

त्रातारमिन्द्रमवितारमिन्द्रम्
हवे हवे सुहवं शूरमिन्द्रम् ।
व्हयामि शक्रं पुरुहूतमिन्द्रम्
स्वस्तिनो मघवा धात्विन्द्रः ॥५॥

(अ. ४ अ. ७. व. ३२)

શત્રુથી રક્ષણ કરનાર ઈન્દ્રને—પરમેશ્વરને હું બોલાવું છું. તથા મનકામનાને પૂર્ણ કરનારા પરમેશ્વરને બોલાવું છું—પ્રાર્થના કરૂં છું. તથા આહ્વાનમાં સુખેથી બોલાવવામાં શક્ય એવા તથા સર્વ કાર્યમાં પરમશક્તિમાન એવા, તથા રક્ષણ માટે ઘણા યજમાનો તથા લોકો જેને બોલાવે છે, એવા, ઈન્દ્રને, પરમેશ્વરને હું બોલાવું છું. એ પ્રમાણે આહ્વાન થયેલા અથવા પ્રાર્થિત થયેલા તે પ્રભુ—ઈન્દ્ર—અમારા અવિનાશને કલ્યાણને અમને પ્રાપ્ત કરો.

परो मात्रया तन्वा वृधान
नते महित्व मन्वश्नुवन्ति ।
उभेतेविद्मरजसीपृथिव्या
विष्णो देवत्वं परमस्य वित्से ॥६॥

अ. ५. अ. ६. व. २४

માત્રા—માપથી જે પર છે અર્થાત્ અત્યન્ત વિસ્તૃત, અપરિમિત શરીરથી—સ્વરૂપથી વૃદ્ધિ પામનારા હે વિષ્ણો, તારા મહિમાને—સામર્થ્યને—કોઈ વ્યાપી શકે તેમ નથી.

પદત્રયથી ત્રૈલોક્યને આક્રમિત કર્યું છે એ તારા મહિમાને સર્વે લોકો જાણવાને સમર્થ નથી—શક્ય નથી. આ પૃથ્વી અને અન્તરિક્ષ એ બે લોકોને ચક્ષુથી અમે જોઈએ છીએ. તે સિવાય બીજો લોક-કંઈ બીજી વસ્તુને જાણતા નથી. માટે હે પ્રકાશમાન વિષ્ણો ! સ્વર્ગથી પણ અત્યન્ત ઉત્કૃષ્ટ તારા પરમ શ્રેષ્ઠ લોકને તું જ જાણે છે. એ હેતુથી તારા મહિમાને જાણવાનું કોઈને શકય નથી.

प्रतत्तेअद्यशिंपिविष्टनामार्यः शंसामिवयुनानिविद्वान् ।
तन्त्वांगृणामितवसमतंव्यान् क्षयन्तमस्यरजसः पराके ॥८॥
अ. ५. अ. ६. ध. २५

તેજઃપુંજ સ્વરૂપવાળા હે વિષ્ણો, હે શિપિવિષ્ટ, તારૂં પ્રસિધ્ધ વિષ્ણુ એ નામ સ્તુતિમાં, હવિમાં નૈવેદ્યમાં મુખ્ય છે. સ્તુતિ કરનારો હું તારા યોગ્ય ગુણોને જાણું છું. તથા તારી સ્તુતિ કરૂં છું. તથા આજે હમણાં પણ વૃદ્ધ પુરાતન તું તેની સ્તુતિ કરૂ છું. તોપણ હું અત્યન્ત તુચ્છ છુ અને તું તો મહાન્ છે. અને તે અલ્પ હું સકલગુણસંપન્ન અન્તરિક્ષની પેલે પાર વસનારા તને અર્થાત્ સર્વવ્યાપક તને હું સ્તવું છું. તારાં ગુણગાન, તારો મહિમા વર્ણવું છું. તારી સ્તુતિ કરૂ છું.

त्वमिन्द्राभिभूरसित्वं सूर्यमरोचयः ।
विश्वकर्मा विश्वदेवो महाँअसि ॥ ९ ॥
अ. ६. अ. ७. व. १.

હે પરમેશ્વર ! તું શત્રુઓનો નાશ કરનારો છે; તેં સૂર્યને પોતાના તેજથી પ્રકાશિત કર્યો છે. સકળ જગતનો તું કર્તા છે. સર્વ દેવરૂપ તું છે. એ હેતુથી, હે ઇન્દ્ર પરમેશ્વર ! તું સર્વથી મહાન્ છે.

हिरण्यगर्भाख्य ऋषिः प्रजापतिर्देवता त्रिष्टुप्।
अ. ८. अ. ७. व. ३

हिरण्यगर्भः समवर्तताग्रे
भूतस्य जातः पतिरेक आसीत् ।
सदाधार पृथिवीं द्यामुतेमाम्
कस्मै देवाय हविषा विधेम ॥ १० ॥

હિરણ્મય-બ્રહ્માણ્ડના ગર્ભભૂત-હિરણ્યગર્ભ-પ્રજાપતિ છે. प्रजापति वै हिरण्यगर्भः હિરણ્યગર્ભ પ્રજાપતિ છે એમ બીજી શ્રુતિ કહે છે. અથવા હિરણ્મય અંડ જેના ઉદરમાં ગર્ભવત્ વર્તમાન છે-તે સુત્રાત્મા હિરણ્યગર્ભ કહેવાય છે. પ્રપંચની ઉત્પત્તિની પહેલાં તે હિરણ્યગર્ભ માયાનો અધ્યક્ષ હોવાથી અને જગત્ કરવાની ઇચ્છાથી જગતની ઉત્પત્તિમાં પરાયણ પરમાત્માથી પ્રકટ થયો છે. જો કે એ હિરણ્યગર્ભ પરમેશ્વર સ્વરૂપજ હોવા છતાં તે હિરણ્યગર્ભના ઉપાધિભૂત આકાશવાયુ વગેરે સ્થળ-સૂક્ષ્મ સઘળો પ્રપંચ એ પરબ્રહ્મ-પરમેશ્વરથી ઉત્પન્ન થયો છે. એટલે-તદુપહિત-ને હિરણ્ય-ગર્ભ પ્રકટ થયા છે. એમ વ્યપદેશ છે. તે હિરણ્યગર્ભ (પરમાત્મા) પ્રકટ થઈને તુરત સમગ્ર વિકૃત-આ જગતનો

સ્વયમ્ અદ્વિતીય–ઈશ્વર–નિયન્તા–છે. એકલા આ જગત્‌ના નિયન્તા છે, એટલુંજ નહિ પરતુ પૃથ્વી, વિસ્તૃત ઘુલોક અથવા ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગલોકને ધારણ કરે છે. અને कः શબ્દ એ અનિર્જ્ઞાત સ્વરૂપ પ્રજાપતિ છે. અથવા क શબ્દથી સૃષ્ટિ કરવાની ઇચ્છાવાળા તે પ્રજાપતિ છે. અથવા कं શબ્દ સુખવાચક છે, એટલે એ સર્વદા સુખરૂપ અથવા પોતે પ્રજાપતિસ્વરૂપ છે. તે દાનાદિ ગુણયુક્ત હિરણ્યગર્ભ દેવને પુરોડાશરૂપ–હવિથી–નૈવેદ્યથી અમે સેવીએ છીએ–એની સેવા કરીએ છીએ.

શ્રીકૃષ્ણે આ પ્રથમ ઋચાની મતલબનું કહ્યું છે.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्वेनातश्च्यवन्ति ते ।

य आत्मदा बलदा यस्य विश्व
उपासते प्रशिषं यस्य देवाः ।
यस्य छायाऽमृतं यस्य मृत्युः
कस्मै देवाय हविषा विधेम ॥ ११ ॥

જે પ્રજાપતિ આત્માને પ્રકટ કરનારો છે–જેમ અગ્નિથી તેના કણો ઉત્પન્ન થાય છે, તેમ પ્રજાપતિથી ચિદાભાસાત્મક જીવાત્મા ઉત્પન્ન થયા છે. અથવા आत्मा શબ્દથી અંતઃકરણનો મનનો એ પરમાત્મા શોધક છે–શુદ્ધ કરે છે. વળી એ બળને આપે છે, તેમજ શુદ્ધ કરે

છે. અને સકળ પ્રાણીમાત્ર જેની આજ્ઞાની પ્રાર્થના કરે છે, તથા આજ્ઞાને ઉઠાવે છે. અને દેવતાઓ પણ જેની આજ્ઞાનુ પ્રતિપાલન કરે છે અને અમૃત (મરણ—જન્મ રહિત પદાર્થ) જેની છાયારૂપ છે, અને મૃત્યુ પણ જેની છાયા સ્વરૂપ છે—એ પૂર્વોક્ત પ્રજાપતિ દેવની—અમે હવિ—પુરોડાશ—નૈવેદ્ય—થી સેવા કરીએ છીએ.

यः प्राणतो निमिषतोमहित्वै
कइद्राजा जगतोबभूव ।
य ईशे अस्यद्विपदश्चतुष्पदः
कस्मैदेवायहविषाविधेम ॥ १२ ॥

જે હિરણ્યગર્ભ—પરમેશ્વ —શ્વાસ પ્રશ્વાસ લેનારા—નિમેષ ઉન્મેષ કરનારા સર્વ પ્રાણીમાત્ર, સચરાચર પ્રપચાન્તર્ગત પ્રાણીમાત્રના, પોતાની મહત્તાથી—સામર્થ્યથી—પોતે અદ્વિતીય રાજા નિયન્તા છે, અને આ દૃશ્યમાન—દ્વિપદ મનુષ્યો—ચતુષ્પદ —ગાય ભેંસ વગેરેના એ પ્રજાપતિ નિયન્તા છે એ પ્રજાપતિ દેવની અમે (ઋત્વિજો) હવ્યાદિ સ્વરૂપ—હવિથી —અર્થાત્ માનસિકવૃત્તિથી સેવા કરીએ છીએ

यस्येमेहिमवन्तो महित्वा
यस्यंसमुद्रं रसयासहाहुः ।
यस्येमाः प्रदिशो यस्यबाहू
कस्मैदेवायहविषाविधेम ॥ १३ ॥

હિમાલયાદિ સર્વ પર્વતો એ પ્રજાપતિ પરમેશ્વરે પોતાની શક્તિથી નિર્માણ કર્યા છે. અથવા એ પ્રજાપતિ સ્વયં તે તે આકારરૂપે પ્રતીત થાય છે. એ કારણથી હિમાલયાદિ પર્વતો એ પ્રભુના ઐશ્વર્યરૂપ છે. જો કે આ મન્ત્રમાં 'हिमवान्' શબ્દ છે તથાપિ છત્રધારી લોક જાય છે એમ કહેવામાં છત્રીવાળા અને છત્રી વગરના બન્ને પ્રકારના જનારા લોકોનું ગ્રહણ થાય છે, તેમ हिमवान् શબ્દથી બીજા પર્વતો પણ લેવા. એટલે હિમાલય વગેરે તમામ પર્વતો એ પ્રભુના ઐશ્વર્યસ્વરૂપ છે. તેણે એ બધા પર્વતો ઉત્પન્ન કર્યા છે અથવા તે સ્વરૂપે પોતે અવસ્થિત છે. અર્થાત્ તે તે આકારથી પોતે પ્રતીયમાન છે. અને એજ પ્રમાણે સર્વ નદીઓની સાથે-સમુદ્ર પણ એ પ્રજાપતિનું ઐશ્વર્ય છે. એ રીતે સૃષ્ટિના રહસ્યને જાણનારા વિદ્વાન લોકો કહે છે. વળી પૂર્વ દક્ષિણાદિક ચારે દિશા-તથા આગ્નેય કોણથી પ્રારભી-ઈશાન કોણ પર્યન્ત-પ્રદિશાઓ એ પ્રજાપતિનાં બાહુસ્થાનીય છે. બાહુ જેમ પ્રધાન અવયવ છે તેમ દિશા તથા પ્રદિશા જેના બાહુ રૂપ મુખ્ય અવયવસ્થાનીય છે, એ પ્રજાપતિ દેવની-હવિ-નૈવેદ્યથી-તથા સ્તુતિદ્વારા અમે સેવા કરીએ છીએ.

येनद्यौरुग्रा पृथिवी च दृह्ला
येनस्वः स्तभितं येन नाकः ।
यो अन्तरिक्षे रजसो विमानः
कस्मैदेवायहविषाविधेम ॥ १४ ॥

જે પ્રજાપતિએ અન્તરિક્ષને અને ગહન સ્વરૂપવાળી પૃથ્વીને સ્થિર કર્યાં અને નીચે ન પડી જાય તેમ સ્વર્ગને પણ સ્થિર કર્યું. અને સૂર્યને પણ જે પ્રજાપતિએ અન્તરિક્ષમાં સ્થાપન કર્યો. અને એજ હિરણ્યગર્ભ અન્તરિક્ષથી વૃષ્ટિને આપનારો છે. તે પ્રજાપતિ દેવને હવિ નૈવેદ્ય વગેરેથી અમે સેવા કરીએ છીએ.

શ્રીકૃષ્ણે આ મન્ત્રની મતલબનું કહ્યુ છે.

'गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा'

यं क्रन्दसी अवसातस्तभाने<br>
अभ्यैक्षेतां मनसारेजमाने ।<br>
यत्राग्निसूर उदितोविभाति<br>
कस्मैदेवायहविर्षाविधेम ॥ १९ ॥

દેદીપ્યમાન અને લોકરક્ષાને માટે આ પ્રજાપતિએ જે દ્યુલોક ભૂલોકને નિર્માણ કર્યા તે દ્યુલોક અને ભૂલોક, અમારાં મહત્વ એ પ્રજાપતિને આધીન છે, એમ પોતાની બુદ્ધિથી પર્યાલોચન કરે છે–બોલે છે, કેમકે તે પ્રજાપતિએ ભૂલોક દ્યુલોકને સ્થિર કર્યાં છે અને જે સર્વના આધારભૂત પ્રજાપતિમાં સૂર્ય નારાયણ ઉદયને પ્રાપ્ત થઈ પ્રકાશમાન થાય છે, તે પ્રજાપતિની અમે હવિ વગેરેથી સેવા કરીએ છીએ.

आपोह॒यद्बृ॑ह॒तीर्वि॑श्व॒माय॑न्
गर्भ॒न्दधा॑ना ज॒नय॑न्तीर॒ग्निम् ।
ततो॑ दे॒वाना॒ᳪ᳖ सम॑वर्त॒तासु॒रेकः॒
कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥ १६ ॥

તેજ આકાશ ઈત્યાદિ સકળ ભૂતોને ઉત્પન્ન કરનારા અને એ ઉત્પત્તિને માટે હિરણ્યમય અંડના ગર્ભભૂત પ્રજાપતિને ધારણ કરનારો મહાન્ સ્વરૂપવાળો જળસમૂહ સકળ જગતને વ્યાપ્ત કરે છે. તે હેતુથકી દેવ વગેરે સર્વ પ્રાણીમાત્રના પ્રાણભૂત એક પ્રજાપતિ ઉત્પન્ન થયા છે અથવા જે ગર્ભને ધારણ કરનારૂ જળ જગત્ સ્વરૂપથી અવસ્થિત થયેલા એ ગર્ભભૂત પ્રજાપતિથી દેવો વગેરેનો પ્રાણવાયુ પ્રકટ થયો. અથવા સકલ વિશ્વને વ્યાપ્ત કરીને જળસમૂહ રહ્યો છે તે જળથી એક અદ્વિતીય પ્રાણાત્મક પ્રજાપતિ દેવ પ્રકટ થયા એ પ્રજાપતિ દેવની અમે હવિ વગેરેથી સેવા કરીએ છીએ અમારૂ બધું સમર્પણ કરીએ છીએ.

यश्चि॒दापो॑ महि॒ना प॒र्यप॑श्य॒द्दक्षं॒ दधा॑ना ज॒नय॑न्तीर्य॒ज्ञम्
यो दे॒वेष्वधि॑ दे॒व एक॒ आसी॒त्कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥१७॥

યજ્ઞના ઉપલક્ષણવાળા વિકૃત વર્ગને—જગતને ઉત્પન્ન કરનારા અને પ્રપંચ સ્વરૂપથી વૃદ્ધિને થનારા અને પ્રજાપતિને પોતાની (એ નારાયણ સ્વરૂપને) અંદર ગર્ભરૂપથી

ધારણ કરનારા પ્રલયકાલીન જળસમૂહને એ (નારાયણરૂપ) પ્રજાપતિ દેવ પોતાના માહાત્મ્યથી—સામર્થ્યથી—ચોતરફ જુએ છે. અને જે પ્રજાપતિ સર્વ દેવનો દેવ છે અર્થાત્ દેવોનો પણ નિયન્તા છે. અને પોતે અદ્વિતીય—અસહાય છે, તે પ્રજાપતિ દેવની અમે નૈવેદ્ય વગેરેથી સેવા કરીએ છીએ.

मानोंहिंसीज्जनिता यः पृथिव्यायोऽवादिवं सत्यधर्माजजान ।
यश्चापश्चन्द्राबृहतीर्जजानकस्मैदेवा यहविषाविधेम ॥ १८ ॥

જે પ્રજાપતિ પરમેશ્વર પૃથ્વીનો ઉત્પાદક છે અને યથાર્થ રીતિથી જગતને ધારણ કરે છે. વળી અન્તરિક્ષના ઉપલક્ષણવાળા સર્વ લોક જેણે ઉત્પન્ન કર્યા છે, એ પરમેશ્વર અમને બાધ ન કરો—પીડા ન કરો. એ પ્રજાપતિની હવિ વગેરેથી અમે પરિચર્યા કરીએ છીએ—સમર્પણ કરીએ છીએ.

प्रजापतेनत्वदेतान्यन्योविश्वाजातानिपरिताबभूव ।
यत्कामास्ते जुहुमस्तन्नोअस्तुवयंस्यामपतयोरयीणाम् ॥१९॥

હે પ્રજાપતે—પરમેશ્વર ! આ કાળમાં વર્તમાન પ્રથમ વિકારવાળા સકળભૂત પ્રાણીમાત્રને તારા સિવાય બીજો કોઈપણ વ્યાપ્ત કરી શકતો નથી. તુંજ સર્વભૂતોને વ્યાપ્ત કરી ઉત્પન્ન કરે છે. વળી અમે જે ફળ ચાહીએ છીએ, તે ફળ અમને પ્રાપ્ત થાઓ. અને તેથી તને અમે હવિ સમર્પણ કરીએ છીએ. તે ફળ અમને પ્રાપ્ત થાઓ. અને

અમે ધનના માલીક થઈએ એવી તારી દયા અમારા ઉપર થાઓ.

नूचं पुराचसदंनंरयीणांजातस्यं च जायमानस्यचक्षाम् ।
सतश्चंगोपांभवंतश्चभूरेर्देवाअग्निंर्धारयन्द्रविणोदाम् ॥ २० ॥

अ. १. अ. ४. व. ७.

'न च' એ શબ્દો નિપાત અનિયમિતપણાએ રહ્યા છે. 'पुराण नवयोर्नू च ' इति यास्क:। હમણાં, અત્યારે અને પહેલાં પણ તમામ ધનનો નિવાસ સ્થાનભૂત તથા વિદ્યમાન સ્વભાવવાળા આકાશાદિથી ઉત્પન્ન થયેલાં અસંખ્યાતભૂત જાતનું રક્ષણ કરનારા આ ધનપ્રદ અગ્નિને સ્તુતિ કરનારાઓ ધારણ કરે છે. (૨) આ પરમેશ્વરમાં તમામ પ્રકારનું ધન રહ્યું છે તથા સર્વ ભૂતજાતનું તથા ઉત્પન્ન થનારા પ્રાણીઓનું એજ નિવાસસ્થાન છે. એજ સર્વનું અધિષ્ઠાન છે. આ પોતાના વિસ્તૃત સ્વરુપમાં વિશ્વ જણાય છે, અને એજ સર્વનું રક્ષણ કરે છે. તેને મહાત્મા લોકો ધ્યાનમાં ધારણ કરે છે.

अपंश्यंगोपामनिंपद्यमानमाचपरांचपथिभिश्चरंन्तम् ।
सम्रध्रीचीः सविपूचीर्वसानआवंरीवर्तिभुवनेष्वन्तः ॥ २१ ॥

अ. २. अ. ३. व. २०

વૃષ્ટિ વગેરેના પ્રદાનથી સર્વનું રક્ષણ કરનારા વિષાદ વગરના અથવા આકાશમાં ગતિ કરનારા, અર્થાત્ અંતરિક્ષના માર્ગ વડે પોતાના ઉદયથી મર્યાદા સુધી જનારા

અને મધ્યાહ્નથી સાયકાળ સુધી જનારા એ મહાનુભાવ આદિત્યને યાથાત્મ્યથી અર્થાત્ મારા સ્વરૂપભૂત હું જોઉં છું. જે આદિત્ય પોતાની સાથે ગતિ કરનારા પ્રકાશથી-ચંદ્ર ભૌમ વગેરેને પ્રકાશિત કરે છે અને આદિત્ય પૂર્વ વગેરે મહાદિશાઓને તથા વિષૂચીઃ પ્રદિશાઓને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે—જે પ્રકાશ સકળ ભુવનમાં આચ્છાદિત વ્યાપ્ત થયો છે અને એ પોતાના પ્રકાશને ઉદયાસ્ત કરતો પોતે આવૃત્તિ કરે છે તે આદિત્યને પરમેશ્વરને મારા સ્વરૂપભૂત જોઉં છું—જાણું છું. અથવા શરીરના રક્ષણ કરનારા સર્વદા અવિનાશી—ઉપર નીચે નાડી માર્ગથી ગતિ કરનારા શરીરમાં વર્તમાન પ્રાણના લક્ષ્યાર્થભૂત પરમેશ્વરનો અપરોક્ષાનુભવ કરૂં છું.

इन्द्रो॑ दि॒व इन्द्र॑ ईशे पृथि॒व्या
इन्द्रो॑ अ॒पामिन्द्र॒ इत्पर्व॑तानाम् ।
इन्द्रो॑ वृ॒धामिन्द्र॒ इन्मेधि॑राणा॒
मिन्द्रः॒ क्षेमे॒ योगे॒ हव्य॒ इन्द्रः॑ ॥२२॥ ८-९-१९ ॥

આ ઐશ્વર્યવાન પરમેશ્વર ત્રિલોકનો અધિપતિ છે. ભૂમીલોકનો પણ ઈશ્વર છે. જળસમૂહનો પણ સ્વામી છે. મેઘોનો પણ સ્વામી છે. વૃદ્ધ લોકોનો અથવા વૃદ્ધિ પામેલાઓનો પણ અધિપતિ છે. બુદ્ધિશાળીઓનો પણ ઈશ્વર છે. આ પરમેશ્વર છે. આ પરમેશ્વર ધનના પરિ-પાલનમાં તથા યોગમાં અર્થાત્ વસ્તુના યોગક્ષેમમાં

બોલાવવા યોગ્ય છે, પ્રાર્થનીય છે, કેમકે એજ પરમાત્મા યોગક્ષેમ વહન કરવાને સમર્થ છે. योगक्षेमं वहाम्यहम् એમ શ્રીકૃષ્ણ કહે છે. આ મન્ત્રમાં આઠવાર ઈન્દ્ર શબ્દ છે એ, ઈન્દ્ર તરફ આદર સિદ્ધ કરે છે.

આ મંત્રો પરાભક્તિ પ્રાધાન્ય છે.

इतिश्री वेदमयी स्तुतिः।

अथ स्तुतिपाठः।

कायेन मनसा वाचा प्रकृत्या च धिया तथा।
करोम्यहं च यत्सर्वं तत्तेदेवार्पयाम्यहम्॥ १॥

શરીરથી, મનથી, વાણીથી, સ્વભાવથી અને બુદ્ધિથી જે જે કાર્ય હું કરૂં છું, તે સર્વે હે દેવ! તુને અર્પણ કરૂં છું.

तवार्चनं न जानामि मेऽपराधं क्षमस्व च।
जगतः पितरं वन्दे नाथं त्वां सर्वतो मुखम्॥ २॥

હે પ્રભો! તારા પૂજનને હું યથાર્થ જાણતો નથી. એ મારા અપરાધને તું ક્ષમા કર. જગત્‌ના પાલક તથા સ્વામી અને સર્વતોમુખ તુને નમસ્કાર કરૂં છું.

नमस्ते गरुडारूढ नमस्ते नरकान्तक।
नमस्ते गुणभोक्रे च निर्गुणाय हिताय च॥ ३॥

હે ગરૂડપર આરૂઢ થયેલા વિષ્ણુ, નરકના કાળરૂપ અર્થાત્ નરકથી રક્ષણ કરનારા, ગુણના ભોક્તા અને તેમ છતાં પણ ગુણરહિત એવા અને સર્વના હિતરૂપ તુને નમસ્કાર છે.

विश्रामाय नमस्तुभ्यं हरये परमात्मने ।
प्रसीद भगवन्तूर्णं प्रसीदामयहारक ॥ ४ ॥

સર્વના વિશ્રામરૂપ, પાપને હરનારા પરમાત્મસ્વરૂપ તુને નમસ્કાર. હે ભગવન્ ! હે રોગનિવારક ! તું અમને જલદી પ્રસન્ન થા.

हरे संस्मृत्य संस्मृत्य नामते क्लेशनाशनम् ।
चराम्यहं तथा नौमि दुःखानां हानिदं हरिम् ॥ ५ ॥

હે હરે ! ક્લેશને, પાપને નાશ કરનાગ, તારા નામને વારવાર સ્મરણ કરીને–કરતો સર્વત્ર વિચરૂં છુ. તેમજ દુઃખને નિવારણ કરનારા તુને હરિને સ્તવુ છુ નમસ્કાર કરૂં છું.

शंखचक्रगदाब्जानि वहन्तं स्वकराम्बुजैः ।
श्यामलं करुणं विश्वं भजेऽहं त्वां मुहुर्मुहुः ॥ ६ ॥

હે પ્રભો ! શંખ, ચક્ર, ગદા તથા કમળને હસ્તોવડે ધારણ કરનારા અર્થાત્ શંખ ચક્ર વગેરેથી જેના હસ્તો શોભી રહ્યા છે, એવા દયાળુ, શ્યામસ્વરૂપ અને તેમ છતાં સકળ વિશ્વરૂપ ! તુને વારંવાર ભજુ છું.

पुरस्थापय पादाब्जमर्पयामि शिरोऽधुना ।
पुनः श्लिष्यामि हृष्यामि जिघ्रामि च लुठामि च ॥ ७ ॥

હે ઈશ ! તારૂં ચરણકમળ આગળ મુક અને હવે હું મારૂં મસ્તક તુને અર્પણ કરૂં છું. અર્થાત્ મસ્તકથી નમસ્કાર કરૂં છું. તેને આલિંગન કરૂં છું. તે વડે હર્ષ પામું છું. સુંઘુ છું તથા એમાંજ આમતેમ નિવાસ કરૂં છું અર્થાત્ એનીજ વૃત્તિ રાખું છું.

मजामि पुण्डरीकाक्ष पादाब्जं सुखदायकम् ।
तारय त्वं भवान्नाथ कातरं मां भयंकरात् ॥ ८ ॥

કમળ સરખા નેત્રવાળા હે પ્રભો! તારાં સુખને આપનારાં ચરણકમળને હું ભજું છું. એનીજ ઈચ્છા કરૂં છું. માટે હે નાથ! સંસારથી ભયભીત મને આ સંસારથી તું તારી દે.

इतिश्री कृष्णदासानुदास वामनविरचितस्तोत्रम् ।

---

## अथ महानिर्वाण तंत्रोक्तस्तोत्रम् ।

ॐ नमस्ते सते सर्वलोकाश्रयाय
नमस्ते चिते विश्वरूपात्मकाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने निर्गुणाय ॥ १ ॥

હે પરમેશ્વર! સદ્રૂપ, સર્વ લોકના આશ્રયભૂત, ચિદ્રૂપજ્ઞાનસ્વરૂપ, વિશ્વરૂપાત્મક, પરમાત્માને તુને નમસ્કાર. જેમાં દ્વૈતનો ભાસ નથી અર્થાત્ અદ્વિતીય તત્વરૂપ મુક્તિને આપનારા અને સર્વત્ર વ્યાપક નિર્ગુણ પરબ્રહ્મસ્વરૂપ અથવા વેદમન્ત્રોરૂપ તુને નમસ્કાર.

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम्
त्वमेकं जगत्कारणं विश्वरूपम् ।
त्वमेकं जगत्कर्तृ पातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥ २ ॥

હે પરમાત્મન્! તું એકજ શરણરૂપ, રક્ષણરૂપ છે. તું એકજ શ્રેષ્ઠ છે. અથવા ભજનીય છે. જગતના હેતુભૂત

તું એકજ છે. અન્ય અધિષ્ઠાન અને ઉપાદાન ન હોવાથી તું એકજ સકળ જગતરૂપ છે. તું જગતનો કર્તા, રક્ષક તથા નાશક–લય કરનારો છે તું એકજ પર–શ્રેષ્ઠ છે, નિશ્ચલ છે. કોઈથી ન ચલાયમાન થાય તેવો છે—નિર્વિકલ્પ છે. વિકલ્પ વગરનો છે.

> भयानां भय भीषण भीषणानाम्
> गतिः प्राणिना पावनं पावनानाम् ।
> महाचैः पदाना नियन्तृत्वमेकम्
> परेषां पर रक्षक रक्षकाणाम् ॥ ३ ॥

હે ઈશ ! ભયનો પણ ભય તુ છે. ભયકર પદાર્થોમાં તુ વિશેષ ભયકર છે. અર્થાત્ મહાકાળરૂપ તું છે. મહાન્ ઉચ્ચ પદનો તું એકજ નિયન્તા છે. પરાત્પર તું છે. સર્વે રક્ષકોમાં તુ ખાસ રક્ષક છે.

> परेश प्रभो सर्वरूपप्रकाशिन्
> अनिर्देश्य सर्वेन्द्रियागम्य सत्य ।
> अचिन्त्याक्षरव्यापकाव्यक्ततत्व
> जगद्भासकाधीश पायादपायात् ॥ ४ ॥

હે પરેશ ! હે પ્રભો ! હે સર્વરૂપ ! હે સર્વને પ્રકાશ કરનારા (દેવ) ! નિર્દેશ જેનો ન કરી શકાય એવા હે પરમાત્મન્ ! સર્વે ઈન્દ્રિયોથી અગમ્ય-સત્ય, દેશ, કાળ વસ્તુથી અપરિચ્છેદ્ય, અચિન્ત્ય, અથાત્ મનવાણીથી પર સર્વવ્યાપક, વ્યક્ત ન થઈ શકે એવા અથવા સર્વના કારણભૂત, જગતના પ્રકાશક, જગતના સ્વામી એવા હે પરમેશ્વર ! વિનાશથી અમારી રક્ષા કર.

तदेकं स्मराम स्तदेकं जपामः
तदेकं जगत्साक्षिरूपं नमामः ।
सदेकं निधानं निरालंबमीशम
भवाम्भोधिपोत शरण्यं व्रजामः ॥ ५ ॥

તે એક પરબ્રહ્મ-પરમેશ્વર (તુને) અમે સ્મરીએ છીએ. તે એક પરમેશ્વરનેજ અમે જપ કરીએ છીએ. તે એક જગતના સાક્ષીને-આત્મસ્વરૂપને-નમસ્કાર કરીએ છીએ. સદ્રૂપ જે એકજ સવનું-ભૂતપ્રાણી માત્રનું નિવાસ સ્થાન-અધિષ્ઠાન છે. કોઈ પણ પ્રકારના આલંબન રહિત જે છે. સર્વના ઈશ છે અને આ સંસારસમુદ્રને તરી જવામાં જે નૌકા-સ્થાનીય છે (અર્થાત્ એની ભક્તિ-કૃપા સિવાય આ દુસ્તર સંસારને તરી શકાય એમ નથી ) અને એ ભવસમુદ્રમાં જે એકજ રક્ષક છે, તે પરમેશ્વરને અમે શરણ જઈએ છીએ.

इति तन्त्रोक्त स्तोत्रम् ।



## अथ परमेश्वरस्तोत्रम् ।

हरे मायातीतांबुजनयन देवश्रुतिरपि
न वेत्यन्तं लोकाश्रयसि शिवपकः पतिरसि ।
अतीतोबुद्धीनां विधिदानमरुद्रार्कप्रभृतिनाम्
त्वमेको गा सर्वा ससुरनिलयां धारयसि च ॥ १ ॥

હે હરે, કમળ સરખા નેત્રવાળા, પ્રકાશમાન, માયાથી અતીત, પરમેશ્વર તારા પારને શ્રુતિ પણ જાણી

શકતી નથી. હે સુખરૂપ! સર્વ લોકની તું રક્ષા કરે છે. સર્વનો તું એકજ સ્વામી છે. બ્રહ્મા, ઈન્દ્ર, સૂર્ય, વગેરે દેવતાઓની બુદ્ધિથી પણ તું પર છે. અર્થાત્ તે પણ તને યથાર્થ જાણી શકતા નથી. સ્વર્ગસહિત આ તમામ ભૂમીને તું એકલોજ કોઈની સહાયતા વગર ધારણ કરે છે.

> विभोः सेवन्ते ते रविगणसुरेशप्रभृतय
> स्तवाज्ञां हर्षेण त्वमसि बलदाता हि सुमति ।
> विभातीदं सर्वं तव सुमुख भासादिवमपि
> प्रणौमीशं देवं स्मरहर च नाथं दितिजहन् ॥ २ ॥

સુંદર મુખવાળા હે પ્રભો! રવિ, તારાગણો તથા ઈન્દ્ર વગેરે સર્વે સર્વત્ર વ્યાપક એવો જે તું તેની આજ્ઞાનું હર્ષયુક્ત પાલન કરે છે. આ સકલ જગત્ તેમજ સ્વર્ગ પણ તારા પોતાના પ્રકાશથી પ્રકાશે છે. (માટે) હે સ્મરહર! દૈત્યોને નાશ કરનારા હે પ્રભો! સર્વના સ્વામીરૂપ તુને હુ નમસ્કાર કરૂં છુ.

> अविज्ञेयं केचित्र पुरुषमपरे शक्तिमितरे
> वदन्ति त्वामेके शिवमपि च धातारमपरे ।
> हर रूपेषु त्वं बहुषु रिपुनाशाय रमसे
> प्रभो मायायुक्तः स्वजनहितहेतुर्विभुरपि ॥ ३ ॥

હે હરે! પ્રભો, તું અવિજ્ઞેય-જ્ઞાત ન થઈ શકે એવો છે-એમ કેટલાક લોકો કહે છે વળી બીજા લોકો તને પુરુષ નામથી કહે છે. વળી બીજા કેટલાકો તુને શક્તિરૂપે વર્ણવે છે. શત્રુઓનો નાશ કરવા માટે તું બહુ સ્વરૂપે

ક્રીડા કરી રહ્યો છે. તારા ભક્તોના હિતના હેતુ માટે તું વિભુ છતાં માયાયુક્ત થાય છે.

> करोषि त्वं मूकं सुधियमजरोवाग्मिनमपि
> तृणं मेरुं क्षिप्रं सुरवरगिरिं चेश तृणवत् ।
> ममेच्छासाफल्यं प्रियतम कथं त्वं न कुरुषे
> सुशिप्रायं स्वामिन् तव च लभते कृष्णशरणम् ॥४॥

હે પ્રિયતમ! સર્વદા યુવાન તું મુંગા મનુષ્યને બુદ્ધિશાળી અને વાચાળ કરે છે. સર્વ દેવોમાં શ્રેષ્ઠ હે પ્રભો! (તારી શક્તિથી) તું તૃણને મેરૂ કરવાને અને મેરૂને તૃણવત્ કરવાને સમર્થ છે. હે ઈશ! તો મારી ઈચ્છાની સફલતા તું કેમ કરતો નથી? સારી નાસિકા-વાળા હે પ્રભો! હે કૃષ્ણ, આ પુરુષ (હું) તારા શરણનેજ ગ્રહણ કરે છે. માટે મારી ઈચ્છાનું સાફલ્ય કર એ કહેવાનો ભાવાર્થ છે

> द्विजैः सन्मात्रो भूरिति परमशब्दाद्यकथितो
> भुवोऽप्युत्पत्त्या वै त्वमखिलमिदं भावयसिव
> ततश्चिद्रूपस्त्वं स्वरिति किलशब्दात्सुखमयः
> ततोऽप्युं योग्यो मह इति च पूज्योऽस्यतिशयम् ॥५॥

હે શ્રેષ્ઠ! ભૂ શબ્દથી બ્રાહ્મણો તને સદ્રૂપ કહે છે. અર્થાત્ એ શબ્દથી તારી નિત્યતા સિદ્ધ થાય છે. ભુવઃ શબ્દની વ્યુત્પત્તિથી તું આ તમામ વિશ્વને પ્રકાશિત કરે છે. તેથી તું ચિદ્રૂપ છે, એમ નિશ્ચિત છે. સ્વઃ શબ્દથી સર્વદા સુખસ્વરૂપ તું છે. અર્થાત્ જ્યાં દુઃખનુ નામજ

નથી એવો તું છે, તે હેતુથી તું પ્રાપ્ત કરવાને–જાણવાને યોગ્ય છે. महः શબ્દથી તું અતિશય પૂજ્ય છે.

> प्रमोदेवान्दैत्यान् जन इति जनान् त्वं जनयसि
> त्वमुक्तस्तेजस्वी तप इति च शब्देन सुमुखः ।
> अबाध्यस्त्र लोके पुरमथनसत्येन कथितः
> स्वमाभिः कृष्ण व्याहृतिभिरमृतो बोधित इति ॥६॥

ત્રિપુરાસુરના નગરોને નાશ કરનારા હે પ્રભો ! સુન્દર મુખવાળો તું जन શબ્દથી દેવોને, દૈત્યોને, મનુષ્યોને, સર્વને ઉત્પન્ન કરે છે. અર્થાત્ સકલ જગતનો તું હેતુ છે. तपः શબ્દવડે તું અસન્ત તેજસ્વી એમ વર્ણન કર્યું છે; અને सत्य શબ્દવડે દેશ, કાળ, વસ્તુથી અપરિચ્છેદ્ય તું છે, એમ કહ્યુ છે હે કૃષ્ણ ! આ સાત વ્યાહૃતિથી અમરણ સ્વભાવવાળો તું તેનો બોધ જણાવ્યો છે–વા સ્વરૂપ જણાવ્યુ છે.

> त्वमेकोदेवानां विजयसुख हेतुर्विभुरसि
> त्वमिन्द्रोदुर्ज्ञेयः तनुषु शिव नाथस्त्वमसि च ।
> अमूर्त्तोमूर्त्तस्त्वं प्रिय जगतिनान्योऽस्तिहि विना
> त्वयि प्राणे सर्वं सति सदिदसंकल्पितमिदम् ॥७॥

હે પરમેશ્વર ! દેવોના વિજય અને સુખનો હેતુભૂત તું એકજ છે. વળી તું વિભુ છે. ઈંદ્ર પણ તું છે. વળી તું દુઃખે કરીને જાણી શકાય તેવો છે. હે શિવ ! શરીરોમાં તું એકજ સ્વામી છે. અમૂર્ત્ત (આકાશ–વાયુ) અને મૂર્ત્ત (અગ્નિ, જળ અને પૃથ્વી) પણ તું છે. આ

જગતમાં તારા શિવાય બીજું કાંઈ છે નહિ. અર્થાત્ જગદ્રૂપે તું ભાસે છે. સર્વના પ્રાણરૂપ અને સદ્રૂપ તું–તેમાં આ તમામ જગત્ જાણે સત્ય હોય નહિ એમ કલ્પિત થયેલું છે.

> विवेकं जानेऽहं न च शमदमादीन् प्रिय तदा
> कथं ज्ञानं शुद्धं भवतिमयि लोकेश सुखदम् ।
> अतः संसाराब्धेस्तरणसरणिं नाम तु भजे
> ततः सर्वज्ञस्याक्षर वितरमे तत्वमचलम् ॥ ८ ॥

વિવેકને હું જાણી શકું છું, પરંતુ શમદમાદિ સાધનને જાણતો નથી. તેથી, વિમુખ છું. ત્યારે હે પ્રિય પ્રભો, હે લોકેશ! પરમ સુખપ્રદ શુદ્ધ જ્ઞાન મારામાં કેવી રીતે ઉત્પન્ન થાય? એ હેતુથી સંસારસમુદ્રને તરવાના માર્ગરૂપ, બીજી બધી વસ્તુનો ત્યાગ કરી, તારા નામને ભજું છું. તેનું સ્મરણ કરૂં છું. માટે હે અવિનાશી! સર્વજ્ઞ એવો જે તું, તેના અવિચળ તત્વને–યથાર્થ સ્વરૂપને પ્રાપ્ત કર અર્થાત્ મને તારા સ્વરૂપભૂત કર.

> यथा भ्रान्त्या दृष्टा विषधरमयी रज्जुरपि सा
> यथा शुक्तिर्दृष्टा खलु रजतरूपाऽनधिगता ।
> यथा भ्रान्त्या दृष्टा प्रियद मरुभूमिर्जलमयी
> तथा विश्वाकारो भवसि च विमूढाय भगवन् ॥९॥

જેમ મંદ અંધકારમાં પડેલી દોરીનો ભ્રાન્તિથી સર્પરૂપે ભાસ થાય છે તથા જેમ તે શુક્તિના સ્વરૂપને ન જાણવાથી ભ્રાન્તિથી રજતરૂપ ભાસે છે. તથા જેમ

મરૂભૂમી જલમયી ભાસે છે, તેમ હે ભગવન્ ! તુને મૂઢ લોકો વિશ્વરૂપે—જગતરૂપે જુએ છે. અર્થાત જગત્‌ને જગત્ રૂપે જુએ છે. તારા યથાર્થ સ્વરૂપને જાણતા નથી (અને સત્ પુરૂષો જગત્‌ને તારા સ્વરૂપભૂત જુએ છે.)

> हरे दुःसाध्यंते प्रियतम गुणानांच गणनम
> सहस्रास्यो नागोऽपि न नयति पारं कथमहम ।
> क्षमस्व स्वामिन्मे सकलमपराधं करणया
> सदा प्रह्वो निघ्नस्तव शरणमिच्छामि भगवन् ॥१०॥

હે હરે ! પ્રિયતમ, તારાગુણની–પરાક્રમની ગણના કરવાનું કાર્ય અતિ દુઃસાધ્ય છે. અર્થાત્ તારા ગુણ અને પરાક્રમો અનંત છે. હજાર મુખવાળો શેષનાગ પણ એ તારા ગુણ વગેરેની ગણનાને પાર પામતો નથી. તો હું કેવી રીતે પાર પામું ?' એ હેતુથી, હે નાથ ! તારી દયા વડે મારા સકળ અપરાધની ક્ષમા કર. હે ભગવન્ ! નિરંતર તુને નમ્ર થયેલો અને તારો તાબેદાર એવો હું તારા તરફનું રક્ષણ ઈચ્છું છું.

> रोगान्प्रभो परिहरन्निधनप्रसंगे
> मे दर्शयंश्च सुवपुः परमं पवित्रम ।
> मां ते त्वया सह वह प्रमतेव लोकम्
> प्रह्वैरमिप्सुतमनन्त विघूतदुःखम ॥ ११ ॥

હે પ્રભો ! નિધનનો—મરણનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે મારા રોગોને દૂર કરજે અને તારા સુંદર પરમ પવિત્ર સ્વરૂપને મને દૃષ્ટિગોચર કરજે. તેમજ હે વિચારશીલ અને

અનંત પરમાત્મન્! મહાત્મા લોકો જેની સ્તુતિ કરે છે. અને જ્યાં કશું પણ દુઃખ નથી નિરન્તર સુખના ઝરા વહી રહ્યા છે અને જે કેવળ અમરણ પદ છે, તે તારા સ્વરૂપભૂત લોકમાં તારી સાથે મને લઇજા.

सकलभुवनपालं संस्तुवे कालकालम्
प्रणतभयहरं मं नंदबालं सुभालम् ।
प्रणवमनुविवाच्यं वेदसारं च सारम्
कृतहृदयनिवासं ब्रह्मयन्निर्विकारम् ॥ १२ ॥

સકલ ભુવનના પાલન કરનાર કાળના પણ કાળ સ્વરૂપ અને નમસ્કાર કરનારના ભયને દૂર કરનારા, સારા લલાટ-વાળા, પ્રણવરૂપ શ્રેષ્ઠ મંત્રથી જે વાચ્ય છે એવા, વેદના સારભૂત અને સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ (સર્વભૂત પ્રાણીના) હૃદયમાં જેણે નિવાસ કર્યો છે એવા નંદબાલ, કૃષ્ણ પરમાત્મા જે નિર્વિકાર બ્રહ્મ (વ્યાપક) સ્વરૂપ છે, તેની હું સર્વ પ્રકારે સ્તુતિ કરૂં છું.

इतिश्री वामनविरचितपरमेश्वरस्तोत्रम् ।



## अथ मन्त्रगर्भस्तोत्रम् ।

नमो वि-श्वपते तुभ्यं धीयँ-यो-त्र करोति च ।
तेजि-ष्ठो विविधा धीर्यं लोका-अ-र्च्यं वदन्त्यपि ॥ १ ॥
अग्नि-र्नु-तः प्रसिद्ध स्त्वं दिवं-स्क-न्नासि शंकर ।
त्वा मे-कं स्तौमि मनसाऽखिले-भा-सि चराचर ॥ २ ॥
पुरु- वी-र्यो जगन्नाथ स्त्वमा-य-करुणस्तया ।
सम- र्थो-सि वलै र्युक्तो प्यस्मा-दु-त्तर उत्तरः ॥ ३ ॥
कर्मा-णि-ते हितायात्र विद्ध-त्त म सदानघ ।
नान्य-प्र-माणै र्लब्धव्य उत्त-रं-निगमं विना ॥ ४ ॥
ख्यातो-वो देह लोकेत्वा प्रशं-स ति सुराधिपः ।
प्रभुं- चं-द्राननं देवं रमा-ध-व मचिन्त्यकम ॥ ५ ॥
सर्वं- यः-कुरुते लोके हृदि-स्थं-तं नमाम्यहम् ।
सदा- पा-र्थे स्तुतं त्ववै त्रिधा-वि-क्रमसे जगत् ॥ ६ ॥
धना- र्थि-भ्यो धनंदासि मोक्षं-च-मी मुमुक्षवे ।
प्रभो- वा-जस्पते तुभ्य मना-क्र-मित नौम्यहम् ॥ ७ ॥
इमा- नि-ते च भूतानि शम-मा-यान्ति च त्वयि ।
हृये- वि-श्वपते त्वाहं कम-ण-स्ते शुचिः सदा ॥ ८ ॥
त्वं मा-म-वसदा शोकात् ख्यात-स्त्वे-धासिवैक्षितौ ।
पापं- मे-हर'धरुण' किं न-धो-रसिमां प्रति ॥ ९ ॥
सर्वं- र-यस्यो चेतसित्व माम-रु-जं सदा कुरु ।
त्वं र-जां-सि प्रजहि मे मह्यं- गा-तुं कुरु प्रभो ॥ १० ॥
देहि- सि-द्धि-मोक्षरूपां विज- य-स्त्वं कविः क्रतुः ।
पच सुक्तेषु पादेषु मंत्रो गर्भीकृतो मया ॥ ११ ॥

હે વિશ્વપતે! જે (તું) અગ્રે પરાક્રમ કરે છે એવા તને નમસ્કાર. હે પૂજનીય, જયશીલ, તારા પરાક્રમને વિવિધ પ્રકારના લોકો વર્ણવે છે. (૧)

સર્વથી સ્તુત એવો તું અગ્નિરૂપે, અગ્રણીરૂપે પ્રસિદ્ધ છે, કેમકે,

अग्निर्वै देवानां प्रथमः ।

એમ પ્રમાણ છે. તે તું હે શંકર–( સુખકર ) દ્યુલોકને સ્તભિત કરે છે. (તેથી) એક તુનેજ અંતઃકરણપૂર્વક સ્તવું છું. અખિલ ચરાચરમાં તું પ્રકાશે છે. (૨)

બહુ પરાક્રમવાળો તેમજ જગતનો અધિપતિ તું ધન આપે છે અને હે શ્રેષ્ઠ! વિનાશીશરીરયુક્ત હોવા છતાં પણ તું સર્વદા અમર્ત્ય છે. તેથી તું શ્રેષ્ઠ છે. (૩)

સર્વદા તારાં કર્મો લોકોના હિત વાસ્તે છે. હે સર્વને જાણનારા! હે પાપરહિત પ્રભો! તું માનનીય વેદ–પ્રમાણ વિના બીજાં પ્રમાણોથી પ્રાપ્ત થઈ શકતો નથી. જાણી શકાતો નથી. (૪)

લોકમાં (સર્વ દેવોને હવિ વગેરે) પહોંચાડનારો તું છે, એમ તારી ખ્યાતિ છે. સર્વ દેવોનો રાજા ઈન્દ્ર પણ ચન્દ્રના સમાન સુન્દર મુખવાળા અને પ્રકાશમાન, લક્ષ્મીના પતિ વા માયાના પતિ, અચિંત્ય સ્વરૂપ અને સર્વના પ્રભુ તુને સ્તવે છે. (૫)

આ લોકમાં જે સર્વ કરે છે, તે હૃદયમાં રહેલા આત્મરૂપ (તને) નમસ્કાર કરૂં છું. જે તું પાર્થથી પ્રશંસિત છે. (વળી) તું ત્રણ પ્રકારથી—ત્રણ પગલાંથી અથવા સૂર્ય, અગ્નિ, વાયુરૂપે દ્યુલોક પૃથ્વી અને અતરિક્ષ એ ભુવનત્રયને વ્યાપે છે. (૬)

( હે પ્રભો ) ધનની ઈચ્છાવાળાને તું ધન આપે છે. સુદર્શનચક્રને ધારણ કરનારો તું મોક્ષની ઈચ્છાવાળાને મોક્ષ આપે છે. હે અન્નના સ્વામી! જેને કોઈ આક્રમણ કરી શકે નહિ એવા હે પ્રભો! પ્રકાશમાન એવા તને સ્તવું છું (૭)

આ સર્વભૂત પ્રાણીમાત્ર તારામાં લય પામે છે. હે વિશ્વપતે! હું તને બોલાવું છું. અર્થાત્ હું તારી ઈચ્છા કરૂં છુ. તારાં પગલાં સર્વદા પવિત્ર કરનારાં છે. (૮)

તું સર્વદા શોકથી—પીડાથી—ચિન્તાથી—મારી રક્ષા કર. (વળી) તું ત્રણ પ્રકારથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ સ્વરૂપથી પૃથ્વી ઉપર પ્રખ્યાત છે. હે પાપનાશક મારા પાપનો તું નાશ કર અને મારા પ્રતિ કેમ જલદી આવતો નથી! (૯)

આ શરીરરૂપી રથમાં બેસનારો તું સર્વને જાણે છે. માટે મને દુઃખ વગરનો કર. રજોગુણને તું દૂર કર હે પ્રભો! મારો માર્ગપ્રદર્શક થા. (૧૦)

હે પ્રભો ! તું બુધ્ધિશાળી છે. તથા ક્રતુ નામવાળો છે. અથવા યજ્ઞરૂપ તું છે. અને સર્વદા તારો જય છે (તે) તું સંસારથી મુક્તિરૂપી સિદ્ધિ પ્રાપ્ત કર. આ સ્તોત્રના ચરણોમાં મન્ત્ર ગર્ભિત કરેલો છે. (૧૧)

અને તે પ્રત્યેક ચરણના બે અક્ષર છોડીને એ મન્ત્ર માલમ પડે છે. તે આ પ્રમાણે છેઃ—

विष्णोर्नुकंवीर्याणिप्रवोचं यः पार्थिवानिविममेरजांसि ।
योअस्कभायदुत्तरंसधस्थं विचक्रमाणस्त्रेधोरुगायः ॥

(अष्टक २. अ. २. व. २४)

હે મનુષ્યો ! આ વ્યાપનશીલ વિષ્ણુના વીરકર્મોને જલદીથી કહું છું. તે કયાં વીરકર્મો છે ? જે વિષ્ણુએ આનંદાત્મક પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોક એ લોકત્રયને જેના અભિમાની અનુક્રમે અગ્નિ, વાયુ અને સૂર્ય છે, એ ત્રણ લોકને નિર્માણ કર્યા. એ વિષ્ણુએ અતિ વિસ્તારવાળા લોકત્રયાશ્રયભૂત અન્તરિક્ષને સ્તંભિત કર્યું—નિર્માણ કર્યું. વળી पार्थिवानि એ શબ્દથી પૃથ્વી નીચેના પાતાલાદિ લોક નિર્માણ કર્યા. વળી उत्तरम् અર્થાત્ શ્રેષ્ઠ એ શબ્દથી ઉપરના લોક નિર્માણ કર્યા. કર્મલોક માટે આ ભૂમિલોક, અત્યંત ઉત્કૃષ્ટ લોક માટે બ્રહ્મલોક—અપુનરાવૃત્તિરૂપ લોક તથા ઉપાસકો માટે સધસ્થાન—સત્યલોક ઉત્પન્ન કર્યા. જેનું ઘણા લોકો સ્તવન કરે છે, વા જે ઘણા લોકોથી

ગવાય છે એ વિષ્ણુએ ત્રણ પ્રકારે આક્રમણ કરતાં નિર્માણ કર્યાં. વિષ્ણુનાં એ પરાક્રમોને હું કહું છુ. આ વિષ્ણુ પરમેશ્વર અત્યંત પ્રશસનીય છે.

इतिश्री वामनविरचितमन्त्रगर्भस्तोत्रम् ।

---

## अथ कृष्णाष्टपदी ।

कामये किमिह मधुभित्तव चरणकमलं विना-ध्रुवपदं
मत्त निधनकेसरि प्रखरबलमर्दितम् ।
कंपयसि च विरहिहृदयं भवतर्दितम् ॥ १ ॥ कामये०
त्वां न विजयते तद्बलं त्वमसिकारणम् ।
त्वत्पदजलमाशुभवति भवाग्निवारणम् ॥ २ ॥ कामये०
त्वत्पदमतिसुखदं मदनशरनाशनम् ।
प्रियदंच मे स्मरमदहर भवमर्दनम् ॥ ३ ॥ कामये०
तव सुमुखनाथ मे मनोधिकमाश्रितम् ।
तद्भवति कामदं भक्तजनसुवन्दितम् ॥ ४ ॥ कामये०
प्रसीदसि कथं शिव न मे स्मरणसेवितः ।
हरिं निरन्तरमाश्रये भवपीडितः ॥ ५ ॥ कामये०
किमनुसरसि मोहितश्चन्द्रमुखराधिकाम् ।
किं न वदसि त्वं मया वचनमयाचितम् ॥ ६ ॥ कामये०
तत्परिरम्भणमीश कृतवन्तमभीष्टदम् ।
वचन सुमकठिकया मनसाचनोस्पहम् ॥ ७ ॥ कामये०
सुखदभवतप्तवामनं रमय प्रभो ।
चरणकमले शुभे तव विरहिणं विभो ॥ ८ ॥ कामये०

મધુ દૈત્યને નાશ કરનારા (હે પ્રભો !) આ સંસારમાં તારા ચરણકમળ શિવાય શું ઈચ્છા કરૂ ? પ્રમત્ત મૃત્યુરૂપ કેસરીનું અત્યન્ત ઉગ્ર બળ સંસારના વ્યાધિથી પીડિત થયેલા તેમજ દુઃખિત થયેલા મારા વિરહી અર્થાત્ તારાથી વિમુખ હૃદયને કંપાવે છે. એવી સ્થિતિમાં તારા ચરણ-કમળનીજ હું ઇચ્છા કરૂ છું. (૧)

કેમકે તે મૃત્યુનું બળ તને જીતવાને સમર્થ નથી. કારણકે, તે મૃત્યુનો હેતુ તું છે. તારૂં ચરણામૃત સંસારા-ગ્નિનુ વારણ જલદી કરી શકે છે. (૨)

તારૂં પદ કામબાણનો નાશ કરે છે. અભીષ્ટને આપે છે. અતિ સુખપ્રદ છે. તેમજ હે સ્મરમદહર ! તે સંસૃતિને પણ દૂર કરે છે. (૩)

તેથી હે સુમુખ ! હે નાથ ! મારૂં મન તે સ્થાનનો વિશેષ આશ્રય કરે છે—અર્થાત્ તેની વિશેષ ઈચ્છા કરે છે. તે સ્થાન ઈચ્છિત વસ્તુને આપનારૂં છે. તથા ભક્ત-જનોથી તે નમસ્કૃત છે. (૪)

હે શિવ ! હું તારૂં સ્મરણ કરી રહ્યો છુ—તું પ્રસન્ન કેમ થતો નથી ? સંસારની પીડાથી પીડિત હું તું હરિનોજ આશ્રય કરૂ છું. (૫)

ચંદ્રના સરખા મુખવાળા હે કૃષ્ણ ! રાધિકાથી વા (અન્યની) ભક્તિથી મોહ પામેલો તું તેનેજ શું

છે ? અને તું મારી સાથે નિર્દોષ આનંદરૂપ વચન કેમ બોલતો નથી ? (૬)

તેને પરિરંભણ—આલિંગન—આપનારા અને અભીષ્ટને આપનારા તને આ મારી સ્તુતિરૂપી પુષ્પમાળાથી સ્તવું છું.(૭)

સુખને આપનારા હે પ્રભો ! હે વિભો ! ભવથી તપ્ત થયેલા આ તારા વિરહી વામનને તારા કલ્યાણકારી ચરણકમળમાં રમણ કરાવ.

इति वामनविरचितकृष्णाष्टपदी ।



अथ अपरोक्षब्रह्मस्तोत्रम् ।

राजीवनेत्रारतवृत्तिरत्र चाहं त्वहं भावमपाकरोमि ।
गतागतालोकमतिर्दृढा मे परात्परं भावमुपैमि सद्यः ॥ १ ॥

બ્રહ્મદર્શી મેધાવી પુરૂષ પોતાનો અનુભવ કહે છે. કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ પરમાત્મામાં સર્વ પ્રકારે મારી વૃત્તિ નિમગ્ન થઈ છે. તેથી હું મારો અહંભાવ દૂર કરૂં છું. મારી લોકૈષણા વગેરેની મતિ જે દૃઢ હતી, તે દૂર થઈ ગઈ છે. હવે કોઈ લોક વગેરેની હું ઈચ્છા કરતો નથી. અને તેથી હું જલદી બ્રહ્મભાવને પ્રાપ્ત થાઉં છું.

अहमेव परं ब्रह्म मत्तः परतरं न हि ।
मय्येव भासते सर्वम् तरंगा इव वारिधौ ॥ २ ॥

સાક્ષાત્ પરબ્રહ્મ હું છું. આ આત્મરુપ પરમેશ્વર શિવાય અન્ય કાંઈ નથી. મારા આત્મરુપ પરમેશ્વરમાં

આ સર્વ સમુદ્રમાંના તરંગોની પેઠે ભાસે છે. અર્થાત્ સમુદ્રના તરંગો જેમ જુદા નથી અને તેમાં જણાય છે, તેમ આ અખિલ વિશ્વ મારાથી અન્ય નથી.

संसाररोगयुक्तोऽस्मि दुःखराशौ प्रतिष्ठितः ।
हृदिस्थेन च देवेन कृष्णवैद्येन पारगः ॥ ३ ॥

પ્રથમમાં આ સંસૃતિના—જન્મ મરણના રોગથી પીડિત હતો—અને અનેક પ્રકારનાં દુઃખથી હું આવૃત હતો. પરન્તુ મારા હૃદયમાં રહેલા પ્રકાશમાન કૃષ્ણ પરમાત્મા વૈદ્ય વડે હું એ મહાન્ રોગથી પાર ઉતર્યો છું. અર્થાત્ મુક્ત થયો છું.

स्वल्पमाने संस्थितोऽहं पुत्रपत्यादिनामतः ।
अदभ्रपरिमाणेऽस्मि प्रसादेनाधुना हरे ॥ ४ ॥

હે હરે! પ્રથમમાં અમુકનો પુત્ર છુ, અમુકનો પતિ છુ, વગેરે નામથી હું સ્વલ્પ પ્રમાણમાં અવસ્થિત હતો, તે હવે તારી કૃપાથી અનલ્પ પરિમાણવાળો છું એમ માનું છું. અર્થાત્ અમુક ઉપાધિથી આવૃત આત્માવાળો હું હવે અનાવૃત આત્મા છુ, એમ જાણુ છુ

अद्वयानन्दविज्ञानान्निमग्नोहर्षवारिधौ ।
विदग्धः पापराशिर्मे तूलराशीरिवानलात् ॥ ५ ॥

અદ્વય અને આનંદ સ્વરૂપ પરમાત્માના વિજ્ઞાનથી હર્ષસમુદ્રમાં હું નિમગ્ન છું. અને અગ્નિ વડે ઘાસની ગંજી જેમ બળી જાય છે તેમ તે વિજ્ઞાનના પ્રભાવથી પાપસમૂહ નષ્ટ થયો છે.

तत्त्वमस्यादिवाक्येन गुरुणाबोधितेन च ।
गतानन्दोऽहमानन्दं ब्रह्मप्राप्यप्रतिष्ठितः ॥ ६ ॥

પરમ ગુરૂએ 'तत्त्वमसि' તે તું છો એ બોધિત–કહેલા વાક્યથી હું જે આનંદ વગરનો દુઃખમય હતો, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ, પરમ આનંદમાં અવસ્થિત છું.

नवीक्षितःपुराऽऽत्मा मे दुर्मत्याजोधियामया ।
अहंता ममता सामे न जाने क्वगताधुना ॥ ७ ॥

પ્રથમમાં અજ્ઞાનવડે અહતા મમતાની બુદ્ધિવડે એ આત્મરુપ જન્મરહિત પરમેશ્વર મારા હૃદયમાં હોવા છતાં તેને હું જોઈ શક્યો નહિ–જાણી શક્યો નહિ. પરંતુ હવે પરમ ગુરૂના બોધ વડે તે અહતા મમતા ક્યાં નાસી ગઈ તે હું જાણતો નથી.

तत्वं पश्यामि सर्वत्र बाह्ये चाभ्यन्तरे तथा ।
तद्भिन्ना वस्तु किंचिन्न तत् सत्ता सर्वगा मता ॥ ८ ॥

એ પરમ ગુરૂની કૃપાથી બહાર અંદર સર્વત્ર એ પરં બ્રહ્મતત્વને હું જોઉં છું. અને મને એમ જણાય છે કે તેના વિના કોઈ પણ વસ્તુ વ્યતિરિક્ત નથી. તેનુંજ સર્વત્ર હોવાપણુ–વેદ–શાસ્ત્રથી નિશ્ચિત છે.

तदेव चक्षुषश्चक्षुः श्रोत्रं श्रोत्रस्य तद्विदुः
ज्योतिषामपि तज्ज्योतिः कथं ज्ञेयोन सज्जनैः ॥ ९ ॥

તે પરમાત્મા ચક્ષુનું ચક્ષુ છે અર્થાત્ ચક્ષુ પોતાની મેળે જોવાને સમર્થ નથી પણ એના વડે ચક્ષુ જોઈ શકે છે.

यश्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ।
तदेव ब्रह्मत्वं विद्धिनेदं यदिदमुपासते । (केनोपनिषद्)

જે ચક્ષુને ગોચર નથી. પરતુ જેના વડે ચક્ષુ જોઈ શકે છે. તેજ પરબ્રહ્મ છે, એમ તું જાણ. જે લોકો આ ઉપાધ-ભેદવડે ઉપાસના કરી રહ્યા છે—તે બ્રહ્મ નથી પરંતુ ઉપાધિત્યાગ કર્યા પછી જે શેષ રહે છે–તેજ બ્રહ્મ છે, એમ તું જાણ. એમ પ્રમાણ છે વળી એ કાનનો પણ કાન છે. અર્થાત્ કાન પોતાની મેળે સાંભળી શકતો નથી. પરતુ એના વડે કાન સાંભળી શકે છે. તે પરબ્રહ્મ છે એમ ડાહ્યા લોકો—વિદ્વાન પુરૂષો કહે છે, જાણે છે, વળી તે પરમાત્મા જ્યોતિનો પણ જ્યોતિ છે.

तस्यभासा सर्वमिदं विभाति–

તેનાજ પ્રકાશવડે આ સૂર્ય ચન્દ્ર અગ્નિ તારાગણો સર્વ પ્રકાશે છે, એમ પ્રમાણ છે. એ આત્મરૂપ પરમેશ્વરને સજ્જનોએ શા માટે ન જાણવો જોઈએ ? આ સંસારમાં જન્મમરણાદિ સર્વ પ્રકારનાં દુઃખોનો પરિહાર આત્મરૂપ પરમેશ્વરના વિજ્ઞાન શિવાય કોઈ રીતે થઈ શકે તેમ નથી. કેમકે

नान्यः पन्था विद्यतेऽयनाय

એમ પ્રમાણ છે. માટે સજ્જનોએ પોતાના સ્વધર્મ પ્રમાણે નિષ્કામવૃત્તિથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરી, તે પરમેશ્વરની પરાભક્તિથી એ આત્મરૂપ પરમેશ્વરને જાણવો જોઈએ.

ईशानः सर्वलोकानां ब्रह्मधीस्तु भवेत्मदा ।
पारे स तमसा स्थित्वा चानंदाब्धौ निमज्जति ॥ १० ॥

હવે આ પરમેશ્વરને જાણવાથી શું ફળ થાય છે, તે કહે છે બ્રહ્મરૂપ જેની બુદ્ધિ છે અર્થાત્ સ્થિતપ્રજ્ઞ છે, તે સર્વ લોકનો સ્વામી છે અને અજ્ઞાનની પેલેપાર રહી, પરમ આનંદના સમુદ્રમાં નિમગ્ન રહે છે.

इतिश्री वामनकृतापरोक्षब्रह्मस्तोत्रम् ।

શિવનું ઘર જીવ-જીવનુ ઘર શિવ
મનોભાવ જગત્-અમનીભાવ પરમાત્મા

एकं शास्त्रं देवकीपुत्रगीतम्
एकोदेवो देवकीपुत्र एव ।
एको मन्त्रास्यानि नामानि तस्य
कर्माप्येक तस्य देवस्य सेवा ॥ इति गुरोरुक्तिः ।

इति शम् ।